(સ્કૂલ લીવિંગ પરીક્ષા અને સામાન્ય પ્રજાજનને ઉપયોગી)

# હિન્દના રાજ્યતંત્રની પ્રવેશિકા.



॥ विद्या धर्मेण शोभते ॥

લેખક,
પંડયા અને ત્રિવેદી.

કિંમત આઠ આના.

| | | |
|---|---|---|
| આવૃત્તિ ૧ લી.<br>પ્રત ૧૦૦૦. | સર્વ હક્ક સ્વાધીન. | સંવત ૧૯૮૨.<br>ઈ. સ. ૧૯૨૬. |

ગુજરાત વિધાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ



મુદ્રકઃ-રતિલાલ બાળકૃષ્ણ ત્રિવેદી.
મુદ્રણસ્થાનઃ-સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસ,
ભટવાડી પોળ, ઉમરેઠ.
પ્રકાશકઃ-ગિરિજાશંકર હરિકૃષ્ણ પંડ્યા,
શ્રી સંસ્થાન હાઈસ્કૂલ, ડાકોર.



# ઉપોદ્ઘાત.

હિન્દના આધુનિક રાજ્યબંધારણની રૂપરેખા પુરતું જ્ઞાન, પ્રાથમિક અને વિશેષતઃ માધ્યમિક શાળાઓમાં ચાલતા અભ્યાસક્રમને અનુસરીને આ લઘુ પુસ્તકમાં તમામ વિદ્યાર્થીઓને અનુકૂળ થાય તેવી રીતે સમાવેશિત કરવામાં આવ્યું છે અને તે, વિદ્યાર્થીઓ ઉપરાંત, **સામાન્ય વાંચકને પણ ટુંકમાં મુદ્દાસર વાંચન પુરૂં પાડી શકે છે.**

મુંબઇ યુનિવર્સિટીની સ્કૂલલીવિંગ યાને મેટ્રિક્યુલેશન પરીક્ષા માટે તૈયાર થતા ઉમેદવારોને સરલ ગુજરાતી ભાષામાં રાજ્યતંત્રના વિષય સંબંધી જાણવા લાયક સાહિત્ય આવી જાય એવી ખાસ કાળજી રાખી મ્હારી સ્કૂલના બે આસિસ્ટન્ટો રા. ત્રિવેદી તથા રા. પંડયાએ આ પુસ્તક તૈયાર કર્યું છે.

અંગ્રેજીમાં આ વિષયનાં પુસ્તકો હાલમાં જુદા જુદા શિક્ષકો તરફથી રચાયાં છે. પણ ગુજરાતીમાં આવા પ્રકારનું આ પુસ્તક પ્રથમ પ્રગટ થાય છે અને સ્કૂલલીવિંગ પરીક્ષા માટે આ વિષય વિદ્યાર્થીઓની સ્વભાષાદ્વારા શીખવાનો તેમજ પરીક્ષામાં સ્વભાષાદ્વારા જવાબ આપવાનો સિદ્ધાંત સ્વીકારાયો હોવાથી જ્યારે ઇંગ્લેન્ડના ઇતિહાસનાં પુસ્તકો ગુજરાતીમાં પ્રગટ થવા લાગ્યાં છે, તો પછી હિન્દી રાજ્યતંત્રનું આ પુસ્તક શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડશે અને તે આદરપાત્ર થશે એવી આશા છે.

ડાકોર
માઘ પૂર્ણિમા ૧૯૮૨
તા. ૨૮-૧-૧૯૨૬

**ગિરિજાશંકર દેવશંકર ભટ્ટ**, બી. એ.
હેડમાસ્તર શ્રી સંસ્થાન હાઇસ્કૂલ,
**ડાકોર.**

# સાંકળીયું.



## વિજ્ઞાપના

નીચે બતાવેલી ભૂલો સુધારી વાંચવા વિનંતિ છે અને વાંચકો તરફની સૂચનાઓ સાભાર સ્વીકારવામાં આવશે. **લેખક.**

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૯ | ૨૨ | પહેલા હાઇ કમિશનર | પહેલા હિન્દી હાઇ કમિશનર |
| ૮૬ | ૮ | બનેલું | બનેલો |
| ૧૦૬ | ૧૩ | ધારાસભાની | સરકારના |
| ૧૧૦ | ૨ | આપલા | આપવા |
| ૧૧૫ | ૨૫ | સભ્યો ચુંટાયલાઓની | ચુંટાયલા સભ્યોની |

શ્રી

# હિન્દના રાજ્યતંત્રની પ્રવેશિકા.



## પ્રકરણ ૧.



## બ્રિટિશ રાજ્યવહીવટનો વિકાસ.



### ૧ પૂર્વ ઇતિહાસ:—

**'આપણું રાજ્યતંત્ર ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ વેપાર અને પૈસા મેળવવા કરેલા ભગીરથ પ્રયત્નને પરિણામે ઉદ્દભવેલું તંત્ર છે.'**

રામાયણ અને મહાભારતના સમયનો કીર્તિવંત ભારતવર્ષ તે સમયના દુનિયાના બીજા દેશો કરતાં શ્રેષ્ઠ પદ ભોગવતો હતો. તે સમયના સાર્વભૌમ રાજાઓની આણ નીચે સમગ્ર ભારતવર્ષ હતું. કાળબળે આ વિશાળ ભૂમિમાં જુદાં જુદાં રાજ્યોની સ્થાપના થઇ. અશોકે તે વિસ્તૃત ભૂમિને પુનઃ પોતાના શાસન નીચે આણી. પુનઃ પ્રથમના જેવી સ્થિતિ થઇ અને સ્વતંત્ર રાજ્યો બન્યાં. કુસંપના અગ્નિએ રજપુત રાજ્યોને ભસ્મીભૂત કર્યાં. પરદેશી રાજ્યસત્તા હિંદુસ્તાનના પાટનગર દિલ્હીમાં જામી અને મુસલમાની રાજ્યનો

અમલ શરૂ થયો. કેટલાંક રાજ્યો ખંડીયાં બન્યાં અને કેટલાકે પોતાની સ્વતંત્રતા જાળવી રાખી. મોગલ રાજ્યકર્તા મહાન્ અકબરના સમયમાં હિન્દુસ્તાનના ઘણા ભાગપર તેની આણ પ્રવર્તતી હતી. ઔરંગઝેબના મરણ બાદ મોગલ રાજ્યકર્તાના તાબા નીચે ઘણો થોડો મુલક રહ્યો. સુબાઓએ છૂટા પડી સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં. મરાઠાઓએ આ તકનો લાભ લઇ પોતાનું જુદું રાજ્ય સ્થાપ્યું. આ રીતે હિન્દુસ્થાનમાં એક રાજ્યકર્તાનું શાસન રહ્યું નહિ. યુરોપના વતનીઓ હિન્દુસ્થાનમાં વેપાર કરવા આવ્યા અને તેમાંથી અંગ્રેજોએ કેવી રીતે આ વિશાળ દેશપર સત્તા જમાવી રાજ્ય અમલ શરૂ કર્યો તે જોઇએ.

## પ્રથમ ભૂમિકાઃ—

ઇસ્ટ ઇન્ડિઆ કંપની વેપારી પેઢી તરીકેઃ—

પ્રાચીન સમયથી હિંદની સમૃદ્ધિ જગજાહેર હતી. તેનો માલ જમીન માર્ગે થઇ દૂર દૂર યુરોપના દેશો સુધી પહોંચ્યો હતો. ઘણા વેપારીઓ હિંદ સાથેના વેપારથી ધનાઢ્ય બન્યા હતા. એશિયા માઇનોર તુર્કસ્તાનને તાબે આવ્યું અને તેથી યુરોપના વેપારીઓને હિંદુસ્થાન સાથેના વેપારમાં ડખલ થઇ. તે કારણથી હિંદુસ્થાન સાથે વેપાર કરવા માટે દરિયાઇ માર્ગની શોધખોળ થઇ. પંદરમી સદીમાં પોર્ટુગીઝોએ હિંદ સાથે વેપાર ચાલુ કર્યો અને સમૃદ્ધ બન્યા. આ જોઇ યુરોપના બીજા લોકો ડચ, અંગ્રેજ અને ફ્રેન્ચોએ પણ હિંદ સાથે વેપાર કરવા કંપનીઓ સ્થાપી.

ઇ. સ. ૧૬૦૦ માં ઇલિઝાબેથે હિંદુસ્થાન સાથે વેપાર કરવાને માટે લંડનના વેપારીઓને પરવાનો આપ્યો, જે દર વીશ વર્ષે તાજો કરી આપવાનો હતો. તે વેપારી પેઢીએ સુરત, મદ્રાસ, કલકત્તા, મછલીપટ્ટન અને મુંબઇમાં કોઠીઓ ઘાલી. એ વેપારીપેઢીને

શરૂઆતમાં ઘણી વિપત્તિઓ સહન કરવી પડી હતી. તેમ છતાં પણ કંપનીને થોડા સમયમાં ઘણો સારો નફો થયો. જોકે ઇસ્ટ ઇંડીઆ કંપનીનેજ પૂર્વના દેશો સાથે વેપાર કરવાનો પરવાનો મળ્યો હતો છતાં બીજાઓએ તેઓની સ્પર્ધા કરી દ્રવ્ય મેળવવા 'ઇંગ્લીશ કંપની' નામની નવી વેપારી કંપની કાઢી. તેઓને ઇસ્ટ ઇન્ડિયા કંપની વાળા 'ઘૂસણીયા' કહેતા. પણ ૧૭૦૮ માં આ નવી કંપનીઓ અને જુની ઇ. ઇ. કંપની મળીને 'યુનાઇટેડ ઇસ્ટ ઇન્ડિઆ કંપની' બની.

આ ઇસ્ટ ઇન્ડિયા કંપનીની વ્યવસ્થા કરવા સારૂ ઇંગ્લેન્ડમાં કોર્ટ ઑફ પ્રોપ્રાઇટર્સ અને કોર્ટ ઑફ ડિરેકટર્સ નામની બે સભાઓ હતી. કોર્ટ ઑફ પ્રાપ્રાઇટર્સ દરવર્ષે કોર્ટ ઑફ ડિરેક્ટર્સના સભ્યોની નીમણુંક કરતી. કોર્ટ ઑફ ડિરેકટર્સ હિંદુસ્તાન સાથેના વેપાર વગેરેની વ્યવસ્થા કરતી. હિંદમાં મુંબઇ, મદ્રાસ અને કલકત્તામાં ત્રણ જુદી જુદી કૌન્સિલો સ્થાપી હતી અને દરેક સભાને એક પ્રેસીડન્ટ હતો. ત્રણે કૌન્સિલો એક બીજાથી સ્વતંત્ર હતી પણ તેઓ દરેકને કોર્ટ ઑફ ડિરેકટર્સની આજ્ઞા પ્રમાણે વર્તવું પડતું હતું.

આરંગઝેબના મરણ પછી મોગલ સામ્રાજ્ય ટકાવી શકે એવો બાદશાહ નહિ હોવાથી સુબાઓએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાં. આંતરિક કલહ અને દ્વેષનાં બીજ વધારે વિકાસ પામતાં ગયાં. યુરોપના વેપારીઓએ જાનમાલના રક્ષણની ખાતર પોતાની કોઠીઓની આસપાસ કિલ્લાઓ બંધાવ્યા અને થોડું ઘણું લશ્કર રાખવા માંડ્યું. પ્રથમ તેઓ દેશના અંદરના વિગ્રહમાં ભાગ નહોતા લેતા, પણ ફ્રેન્ચ ગવર્નર ડુપ્લેની મહત્ત્વાકાંક્ષા હિંદુસ્થાનમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાની થઇ અને તેણે કર્ણાટકના રાજ્ય વહીવટમાં ભાગ લીધો અને દેશીઓને લશ્કરી તાલીમ આપી કેળવ્યા. ફ્રેન્ચોની લાગવગ અને વધતી જતી સત્તા જોઇ અંગ્રેજોને ભય ઉત્પન્ન થયો. કલાઇવે પણ દેશીઓને

પદ્ધતિસર લશ્કરી તાલીમ આપી સૈનિકો બનાવ્યા. તેણે વાંદીવાસ આગળ ફ્રેન્ચોને સખત હાર આપી, તેઓના સર્વ મનોરથો ધૂળધાણી કરી નાખ્યા, અને હિંદુસ્થાનમાં બ્રિટિશ સામ્રાજ્યનો પાયો નાખ્યો.

## બીજી ભૂમિકાઃ–

### ઇસ્ટ ઇંડીઆ કંપનીઃ–વેપારી પેઢી તરીકે અને રાજકીય સત્તા ધરાવનાર તરીકે.

૧. કંપનીને બંગાળા, બિહાર અને ઓરીસાની દિવાની મળી તેમજ ઉત્તર સરકારપર રાજ્ય કરવાનો હક્ક પ્રાપ્ત થયો. વેપાર કરવા આવેલી કંપનીએ હવે રાજ્ય સંપાદન કર્યું, અને કંપની સરકારની સ્થાપના થઇ. કંપનીને લડાઇઓને લીધે ખર્ચ વધુ થયો, દેવું વધ્યુ. અને શેરહોલ્ડરો વધુ નફો માગવા માંડયા. કંપનીએ બ્રીટિશ સરકાર પાસે નાણું ઉછીનાં લેવા માગણી કરી. આ વખતે હિંદમાં કંપનીના નોકરોએ ગેરવાજબીપણે પોતાનાં ખીસ્સાં તર કર્યાં હતાં. આથી હિંદુસ્થાનમાં કંપનીનો વહીવટ સુવ્યવસ્થિત અને નિયમિત થાય તે માટે ૧૭૭૨માં પાર્લામેન્ટે રેગ્યુલેટિંગ એક્ટ (નિયામક ધારો) પસાર કર્યો.

## તેની મુખ્ય કાનુનોઃ—

(अ) બંગાળાના ગવર્નરને ગવર્નર જનરલ બનાવવામાં આવ્યો. અને તેના તાબામાં મુંબઇ અને મદ્રાસ ઇલાકાના ગવર્નરોને મૂકયા.

(ब) ચાર સભ્યોની કારોબારી સભા નીમવામાં આવી, અને તે સભાના વધુમતિના નિર્ણય મુજબ ગવર્નર જનરલને વર્તવાનું ઠર્યું.

(क) ડાયરેક્ટરોની સભાની મુદ્દત એક વર્ષને બદલે ચાર વર્ષની કરી અને પ્રોપ્રાયટર્સની સભામાં સુધારો કરવામાં આવ્યો કે

જેથી તે સભાઓ હિંદુસ્થાનમાં સારો વહીવટ ચલાવવા માટે વધુ જોખમદાર બને.

આ રીતે હિન્દુસ્થાનની બાબતોની વ્યવસ્થા કરવા માટે બ્રિટિશ પાર્લામેન્ટે પહેલ વહેલો પ્રયત્ન કર્યો.

૨. આ વ્યવસ્થા પણ ખાત્રી વાળી જણાઇ નહીં તેથી ૧૭૮૪ માં પીટે 'ઇંડીઆ એકટ' પસાર કર્યો. હિંદનું રાજ્ય તંત્ર સુધારવાનો આ બીજો પ્રયત્ન હતો. તે ધારાથી બ્રિટિશ પાર્લામેન્ટનો હિન્દુસ્થાનની બાબતો પર વધુ કાબુ આવ્યો.

**'ઇંડીઆ એકટ' ના કાનુનોઃ–**

(अ) છ સભ્યોની નિયામક સભા (Board of Control) સ્થાપવામાં આવી તે છ સભ્યોની નિમણુંક બ્રિટિશ સરકારના હાથમાં આવી અને હિંદના શાસન સંબંધી સર્વસત્તા તે સભાને સોંપવામાં આવી. ડિરેકટરોની સભાનો સર્વ પત્રવ્યવહાર નિયામક સભાના પ્રમુખની દ્વારા કરવાનું ઠર્યું, અને તે તેમાં સુધારો વધારો પણ કરી શકે તેવી તેને સત્તા આપવામાં આવી. આ રીતે નિયામક સભાનો પ્રેસીડન્ટ પાર્લામેન્ટને જવાબદાર બન્યો અને સભાદ્વારા બ્રિટિશ પાર્લામેન્ટે હિન્દુસ્થાનના રાજકારભારમાં પોતાની સત્તા જમાવી.

(ब) કંપનીના નોકરોની નીમણુંક કરવાની સત્તા તથા વેપાર બાબતની વ્યવસ્થા કરવાની સત્તા ડિરેકટરોની સભા પાસે કાયમ રાખવામાં આવી.

(क) ગવર્નર જનરલની કારોબારી સભાના સભ્યોની સંખ્યા ત્રણની કરવામાં આવી. ગવર્નર જનરલને ખાસ જરૂરીઆતના પ્રસંગે તેની સભાની સંમતિ વિના વર્તવાની સત્તા આપવામાં આવી.

(ઙ) ગર્વનર જનરલની સભાના જેવી મુંબઇ અને મદ્રાસના ગવર્નરોને સભા આપવામાં આવી.

૩. આ કારણથી બ્રિટિશ સરકાર અને કંપની એ બન્નેનો રાજકારભાર ચાલવા લાગ્યો. ૧૭૯૩માં કંપનીને સનંદ તાજી કરી આપતી વખતે હિંદમાંના ગવર્નરોને બ્રિટિશ સરકારની મંજુરીથી કંપની કાઢી શકે તેવી સત્તા મળી; તેમ નિયામક સભા (Board of Control) ના પ્રેસિડન્ટનો પગાર હિંદની તીજોરીમાંથી આપવાનું નક્કી થયું. ૧૮૧૩માં કંપનીને પરવાનો તાજો કરી આપતી વખતે તેણે એકલાએજ હિંદમાં વેપાર કરવો એ હક્ક હતો તે લઇ લેવામાં આવ્યો ૧૮૩૩માં નવો પરવાનો આપતી વખતે ચીનમાં એકહથ્થુ વેપાર કરવાનો કંપનીનો હક્ક લઇ લેવામાં આવ્યો. આથી કંપની જે બસો કરતાં વધુ વર્ષથી વેપારી પેઢી તરીકે હતી તે બંધ પડી, અને દરેક અંગ્રેજને વેપાર કરવાની છૂટ મળી. હવે કંપની વેપારી મટી સરકાર બની. બાજુ બંગાળાનો ગવર્નર જનરલ હવે હિન્દનો ગવર્નર જનરલ કહેવાવા લાગ્યો. ગવર્નર જનરલની સભામાં ન્યાયખાતાના સભ્યનો વધારો કરવામાં આવ્યો, અને કાયદા નક્કી કરવામાં આવ્યા. ૧૮૫૩ની સનદ વખતે બંગાળાને લેફ્ટેનન્ટ ગવર્નર આપ્યો અને કંપનીને તેની પાસેથી રાજસત્તા લઇ લેવાની નોટીસ આપવામાં આવી, અને ખરી રીતે ૧૮૫૪થી હિંદના રાજ કારભાર પર બ્રિટિશ પાર્લામેન્ટનો કાબુ થયો. ૧૮૫૭ના બળવા પછી ઇસ્ટ ઇંડીઆ કંપની સદંતર બંધ થઇ, અને તેની સત્તા અને રાજ્યવ્યવસ્થા બ્રિટિશ સરકારના હાથમાં આવ્યાં.

આ સમય દરમ્યાન કંપનીએ હિન્દનો ઘણો મુલક પોતાને સ્વાધીન કર્યો હતો. દેશી રાજ્યોપર કંપની સરકારની સત્તા જામી હતી. એ રીતે લગભગ સમગ્ર હિન્દપર કંપની સરકારની આણ

વર્તતી હતી, પણ તે સર્વ ૧૮૫૮ થી બ્રિટિશ સરકારે કંપની પાસેથી લઇ લીધું.

## ૩. હિન્દુસ્થાન બ્રિટિશ તાજના તાબા હેઠળ.

ઇસ્ટ ઇન્ડીયા કંપનીનું પ્રથમ મુખ્ય ધ્યેય વેપારનું હતું. પાછળથી તેને દેશો જીતવામાં, લડાઇઓ કરવામાં અને બીજી ખટપટોમાં રોકાવું પડ્યું, આથી સ્વાભાવિક રીતે દેશના તમામ આંતરિક રાજ્યવહીવટના સુધારા પર તેનાથી પૂરતું ધ્યાન આપી શકાયું નહિ. હવે દેશમાં શાન્તિ સ્થપાઇ હતી તેથી રાજ્યકારભાર સુધારવા માટે જે ધારાઓ પસાર થયા તે તપાસીએ.

૧૮૫૮ માં મહારાણી વિક્ટોરીઆનો ઢંઢેરો પસાર થયો, અને હિન્દને, ન્યાય, ધર્મની છૂટ, હિન્દની પ્રજાના પ્રાચીન હક્કોનું રક્ષણ જનહિતકારી કામો કરવાં, પ્રજાનું હિત થાય તેવો રાજ્ય કારભાર ચલાવવો વગેરેનું વચન આપવામાં આવ્યું; તેમજ ઇસ્ટ ઇંડીયા કંપનીને બદલે બ્રિટિશ સરકારના તાબા નીચે હિન્દનો રાજવહિવટ મૂકવાનું જાહેર કરવામાં આવ્યું.

૧૮૫૮ ના ધારાને લઇ ડિરેકટરોની સભા અને નિયામક સભા કાઢી નાંખવામાં આવી, અને તેની સર્વ સત્તા હિન્દી વજીર તથા તેની સભાને સોંપવામાં આવી. હિન્દી વજીર બ્રિટિશ કેબીનેટનો એક સભ્ય બન્યો. તેણે પ્રતિવર્ષે હિંદની મહેસુલના આંકડા પાર્લામેન્ટની સમક્ષ મૂકવા એમ ઠર્યું. ગર્વનર જનરલ હવે રાજકર્તાનો પ્રતિનિધિ એટલે વાઇસરોય કહેવાવા લાગ્યો.

૧૮૬૧ માં 'ઇંડીઆ કોંસિલ એકટ' પસાર કરવામાં આવ્યો. તેને લઇ મુંબઇ, મદ્રાસ, અને કલકત્તાના ગર્વનરોને અમુક ધારાઓ

કરવાની સત્તા આપવામાં આવી, અને કારોબારી સભાના સભ્યો તથા સરકારે નીમેલા સભ્યોની બનેલી ધારાસભાઓ નીમવામાં આવી. મુંબઇ, મદ્રાસ અને કલકત્તામાં હાઇકોર્ટો સ્થપાઇ.

૧૮૯૨ માં 'ઇંડીયન કૉંસિલ્સ ઍક્ટ' પસાર કરવામાં આવ્યો. ધારાસભાઓના સભ્યોની સંખ્યા વધારવામાં આવી. જુદી જુદી સ્થાનિક સંસ્થાઓને પ્રતિનિધિ ચુંટી કાઢવાનો હક્ક આપવામાં આવ્યો અને સરકારી વહીવટ સંબંધીના કેટલાક પ્રશ્નો પૂછવાનો હક્ક મળ્યો.

૧૯૦૯ માં **મોર્લીમિન્ટો** સુધારા પસાર થયા. પ્રાંતિક અને વડી ધારાસભાઓ મોટી કરવામાં આવી પ્રાંતિક ધારાસભાઓમાં ચુંટાયલા સભ્યોનું પ્રમાણ વધારવામાં આવ્યું અને તેઓની વધુમતી રાખી. સભ્યોને બજેટપર ચર્ચા કરવા, ઠરાવો લાવવા અને મત લેવાનો હક્ક મળ્યો. લેફ્ટેનન્ટ ગવર્નરના તાબાના પ્રાંતોને પણ પ્રાંતિક ધારાસભાઓ આપવામાં આવી. વડી અને પ્રાંતિક કારોબારી સભાઓમાં એક એક હિન્દી સભ્યની નિમણુંક થઇ, તેમજ હિન્દી વજીરની સભામાં બે હિન્દીઓને નિમવામાં આવ્યા.

૧૯૧૧ માં શહેનશાહ પાંચમા જ્યોર્જ હિંદમાં આવ્યા બંગાળાના ભાગલા રદ કર્યા. કલકત્તાને બદલે દિલ્હીને હિંદનું મુખ્ય રાજધાનીનું શહેર બનાવ્યું.

૧૯૧૪ માં વિશ્વવિગ્રહનો દાવાગ્નિ પ્રકટયો. બ્રિટન તે વિગ્રહમાં ન્યાયની ખાતર પડ્યું. હિંદે તે વખતે શાહી સરકારને સૈનિકો અને પૈસાની મદદ આપી. યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરીકા)ના પ્રેસીડન્ટે નાની પ્રજાઓની સ્વતંત્રતાના સિદ્ધાંતની વાત પ્રકટ કરી. હિંદી પ્રજા ૧૮૮૫ થી પોતાના દેશના રાજ્યતંત્રમાં સુધારો કરવા માટે અને રાજવહીવટ પ્રજાના પ્રતિનિધિની ઇચ્છાનુસાર ચાલવો જોઇએ એ હેતુથી હિન્દી રાષ્ટ્રીય મહાસભાદ્વારા પ્રયાસ કરતી હતી.

૧૯૦૬ માં હિન્દના દાદા દાદાભાઇ નવરોજજીએ હિન્દને સ્વરાજ્ય મળે એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી. **મોર્લીમિન્ટો** સુધારાથી હિન્દી પ્રજાની માગણીનો સંપૂર્ણ સ્વીકાર થયો ન હતો. તે કારણથી ૧૯૧૬ માં હોમરૂલ લીગની સ્થાપના થઇ. વડી ધારાસભાના ઓગણીસ સભ્યોએ પોતાની માગણી સરકાર આગળ રજુ કરી. ૧૯૧૬ માં હિન્દી રાષ્ટ્રીય મહાસભા ( Indian National Congress ) અને મુસ્લીમ લીગે એકત્ર થઇ પ્રજાની માગણી ગવર્નર જનરલને જણાવી. દેશમાં સર્વત્ર તે માટે ચળવળ ચાલી.

૧૯૧૭ ના ઑગસ્ટની ૨૦ મી તારીખે હિન્દી વજીર મી. મોન્ટેગ્યુએ હિન્દને ક્રમે ક્રમે જવાબદાર ગણતંત્ર આપવાની વાતનો સ્વીકાર કર્યો. તે જાતે હિન્દ આવ્યા. તે સમયના વાઇસરોય લૉર્ડ ચેમ્સફર્ડ સાથે હિન્દની પરિસ્થિતિથી વાકેફ થવા અને પ્રજાની શી માગણીઓ છે તે જાણવા આખા દેશમાં ફર્યા. તેમના પ્રયાસથી ૧૯૧૯ માં ઇન્ડીઆ એક્ટ યાને **મોન્ટ-ફર્ડ** ( મોન્ટેગ્યુ અને ચેમ્સફર્ડના નામ પરથી ) સુધારા પસાર થયા તેનો અમલ ૧૯૨૧ થી થવા લાગ્યો.

આ સુધારા**થી** ચુંટણીનું ધોરણ વિશાળ કરવામાં આવ્યું. ધારાસભાઓ મોટી કરવામાં આવી. ચુંટાયલા પ્રતિનિધિઓની વધુમતિ રાજસભા સિવાય દરેક ધારાસભામાં રાખવામાં આવી. વડી ધારાસભા એક હતી તે બે થઇ.

(૧) વડી ધારાસભા (Legislative Assembly)

(૨) રાજસભા (Council of State)

**દરેક પ્રાંતમા કેટલાંક ખાતાં પ્રજાના પ્રતિનિધિયોમાંથી નિમવામાં આવેલા પ્રધાનોને સોંપવામાં આવ્યાં, અને તેઓને તેઓ માટે જોખમદાર ગણવામાં આવ્યા. બાકીનાં ખાતાં કારોબારી સભ્યોને હસ્તક રાખ્યાં.**

વડી કારોબારી મંડળમાં ત્રણ હિન્દીઓને બેઠક મળી. હિંદી વજીર અને તેની સભાની વડી સરકાર અને પ્રાંતિક સરકારોપરની સત્તામાં થોડી ઘણી છૂટછાટ મૂકવામાં આવી. હિંદના દેશીરાજ્યોના રાજ્યકર્તાઓની સભા સ્થાપવામાં આવી અને તેને 'નરેંદ્ર મંડળ' (Chamber of Princes) કહે છે. આ સુધારાની વધુ વિગત આવતાં પ્રકરણોમાં આપણે જોઇશું તે પહેલાં બ્રિટિશ સામ્રાજ્યમાં હિન્દનું રાજતંત્ર કેવા પ્રકારનું છે અને બીજા દેશોથી તે કેવી રીતે જુદું પડે છે તે જોઇએ.

## બ્રિટિશ સામ્રાજ્યમાં જુદાં જુદાં રાજ્યતંત્રઃ—

બ્રિટિશ સામ્રાજ્ય દુનિયા પર એવું વિશાળ પથરાયું છે કે તેના પર કદી સૂર્ય આથમતો નથી. તેની વસ્તી પૃથ્વીપરની વસ્તીનો ¼ ભાગ છે. સર્વ દેશોમાં એક સરખું રાજ્યતંત્ર નથી. ઇંગ્લેન્ડ, સ્કોટલેન્ડ, અને વેલ્સમાં પ્રજાના પ્રતિનિધિઓની બનેલી પાર્લામેન્ટ આમ સભા ( House of Commons) અને અમીર સભા (House of Lords) દ્વારા દેશનો વહીવટ ચલાવવામાં આવે છે. રાજા છે પણ તેમની સત્તા મર્યાદિત છે. જે પક્ષને આમસભાના વધુ સભ્યોનો ટેકો મળે છે, તે પક્ષમાંથી રાજ્યવહીવટ ચલાવવા માટે 'કેબિનેટ' ના સભ્યો (પ્રધાનો) નીમવામાં આવે છે. રાજા અને પાર્લામેન્ટને બ્રિટિશ સામ્રાજ્યના રાજકર્તા ગણવામાં આવે છે, કારણ કે સીધી કે આડકતરી રીતે બ્રિટિશ સામ્રાજ્યના દરેક દેશોના રાજ્યવહીવટ પર બ્રિટિશ પાર્લામેન્ટની સત્તા હોય છે. બ્રિટિશ સામ્રાજ્યના દેશોના રાજ્યવહીવટના પાંચ પ્રકાર છે.

(૧) ગ્રેટ બ્રિટનમાં પાર્લામેન્ટ અને રાજાની દેખરેખ નીચે વહીવટ ચાલે છે, (ઉપર જણાવ્યા મુજબ) આયર્લેન્ડને ૧૯૨૨ માં સ્વશાસિત ( Self Governing ) સંસ્થાનોના જેવું ફ્રી સ્ટેટ બનાવવામાં આવ્યું છે.

 ૧૨૬૫૭ 

(૨) કેનેડા, ઑસ્ટ્રેલીયા અને દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનોને ઇંગ્લેંડના તાબા નીચે રહી પોતાના દેશનો રાજ્ય કારભાર ચલાવવાની સ્વતંત્રતા આપવામાં આવી છે. આ રાજ્યતંત્ર ભોગવતાં સંસ્થાનોને સ્વશાસનના હક્કો પ્રાપ્ત થયેલા હોવાથી સ્વશાસિત સંસ્થાનો કહેવાય છે.

(૩) લંકા, જીબ્રાલ્ટર, સ્ટ્રેટ સેટલમેન્ટ, હાંગકાંગ વગેરે પર બ્રિટિશ સરકારે નીમેલા અધિકારીઓ દ્વારા રાજ્ય કારભાર ચલાવવામાં આવે છે, માટે તેમને રાજ્ય શાસિત સંસ્થાનો (Crown Colonies) કહેવામાં આવે છે.

(૪) હિન્દુસ્થાનને આધીન રાજ્ય (તાબાનો મુલક=Dependency of India) કહેવામાં આવે છે. આ રાજ્યશાસિત સંસ્થાનોના કરતાં પણ હિંદપર બ્રિટિશ સરકારનો કાબુ વધારે છે. અમુક હદમાં ફક્ત કાયદા પસાર કરવા દેવામાં આવે છે પણ તેનો અમલ કરવોજ જોઇએ તેમ નથી. જ્યારે રાજ્યતંત્રમાં ફેરફાર કરવો હોય ત્યારે તેમાં ખાસ પાર્લામેન્ટની મંજુરીની જરૂર પડે છે; આથી બ્રિટિશ સરકારનો સીધી રીતે હિંદના રાજ્યવહીવટ પર કાબુ છે.

(૫) ઇજીપ્ત અને ઇસ્ટ આફ્રિકા જેવા મુલકોને રક્ષિત રાજ્યો (Protectorates) કહે છે, કારણ તે મુલકો બ્રિટિશ સામ્રાજ્યના તાબાના નથી પણ તે પ્રદેશોમાં બીજી કોઇ પરદેશી પ્રજાઓ ડખલ ન કરે તે જોવાનું છે.

તે ઉપરાંત બ્રિટિશ લાગવગના મુલકો (British Sphere of Influence) હોય છે કે જ્યાં બ્રિટનની લાગવગને લઇ તે પ્રદેશોમાં અંગ્રેજોને વેપાર કરવાની છૂટ મળે છે. વળી પ્રજાસંઘે મેસેપોટેમીયાને સ્વરાજ્યને લાયક થાય ત્યાં સુધી બ્રિટનની દેખરેખ નીચે (Mandate) મૂક્યું છે.

---

## પ્રકરણ ૨.



# હિન્દી વજીર અને તેની સભા.



### ૧. બ્રિટિશ પાર્લામેન્ટનો હિંદ પર કાબુ.

સામાન્ય રીતે બ્રિટિશ પાર્લામેન્ટનો હિન્દના રાજ્યતંત્ર પર સર્વોપરી કાબુ છે. ગવર્નર જનરલની સત્તા અને ફરજ, તેની સભાઓ સાથે તેનો સંબંધ, પ્રાંતિક સરકાર પર તેની સત્તા, હાઇ કોર્ટો અને ધારાસભાઓનું બંધારણ અને પાર્લામેન્ટને હિન્દી સવાલો માટે જવાબદાર રહેનાર બ્રિટિશ પ્રધાન મંડળનો સભ્ય હિન્દીવજીર અને તેની સભા, એ સર્વ બ્રિટિશ પાર્લામેન્ટે નક્કી કરેલા ધારા ધોરણ પ્રમાણે છે. પરદેશો સાથે હિંદે કેવો સંબંધ રાખવો અને હિંદની સરહદની બહાર હિંદે યુદ્ધવિષયક પ્રવૃત્તિઓમાં ભાગ લેવો વગેરે બ્રિટિશ સરકારના નિર્ણય પર આધાર રાખે છે. પ્રતિવર્ષે હિન્દની ઉપજ અને ખર્ચનો હિસાબ, આર્થિક અને નૈતિક પ્રગતિના હેવાલ સાથે પાર્લામેન્ટમાં મંજુર થવા માટે રજુ કરવામાં આવે છે. સિદ્ધાંત તરીકે પાર્લામેન્ટનો કાબુ આ છે પણ કાર્ય વ્યવહારમાં પાર્લામેન્ટનો મુખ્ય કાબુ નથી.

હિન્દીવજીર વડા પ્રધાનની સલાહ મુજબ રાજાએ નીમેલો બ્રિટિશ પ્રધાનમંડળનો એક આગેવાન પ્રધાન છે, અને તેને હિન્દના રાજ્ય વહીવટ માટે જવાબદાર ગણવામાં આવે છે. તેના વર્તન માટે પાર્લામેન્ટમાં ચર્ચા થઇ શકે છે. ઇંગ્લેન્ડનો રાજા વાઇસરૉયને

વડા પ્રધાનની સલાહ પ્રમાણે, મુંબઇ, મદ્રાસ અને બંગાળાના ગવર્નરોને અને લશ્કરી સેનાપતિને હિન્દીવજીરની સલાહ પ્રમાણે અને બીજા કેટલાક વડા અધિકારીઓને વાઇસરૉયની ઇચ્છા પ્રમાણે નીમે છે. પાર્લામેન્ટમાં હિન્દના પ્રશ્નોની ચર્ચા વખતે ઘણી ઓછી સંખ્યામાં સભ્યો હાજર રહેતા હતા તેથી હિન્દ સંબંધી પાર્લામેન્ટના સભ્યોમાં લાગણી પેદા થાય તે માટે નીચેના સુધારા કરવામાં આવ્યા છેઃ—

સુધારાઃ—

(૧) હિન્દી વજીર અને તેની ઑફીસને લગતો ખર્ચ જે હિન્દની તીજોરીમાંથી થતો હતો તે બ્રિટિશ તીજોરીમાંથી થવા લાગ્યો. હાલ પ્રતિવર્ષે તે રકમ બ્રિટિશ બજેટમાં મૂકવામાં આવે છે અને પાર્લામેન્ટના મેમ્બરોને તે પર ચર્ચા કરવાનો અને વધારો ઘટાડો કરવાનો પણ ખાસ હક્ક છે.

(૨) બંને સભાઓમાંના સભ્યોની સ્ટેન્ડીંગ કમિટિ નીમવામાં આવે છે અને તેઓ પાર્લામેન્ટના અન્ય મેમ્બરોને હિન્દના પ્રશ્નોથી વાકેફ રાખે છે.

(૩) હિન્દના સવાલોથી વાકેફ થવા માટે પાર્લામેન્ટ અવર નવર કમીશન નીમે છે અને અધિકારીઓને સૂચનાઓ આપે છે. જવાબદાર રાજતંત્રની પ્રગતિ તપાસવા માટે અને વધુ હક્ક આપવા માટે દસ દસ વર્ષે નવું કમીશન નીમવાની યોજના થઇ છે.

આ રીતે પાર્લામેન્ટ હિન્દ પર પોતાનો કાબુ ધરાવે છે પણ ૧૯૧૯ ના સુધારા પછી હિન્દની નીચેની બાબતો પર પાર્લામેન્ટની સત્તામાં છૂટછાટ કરવામાં આવી છે.

(૧) સોંપાયેલાં ખાતાં ( Transferred Subjects ) ના વહીવટમાં બ્રિટિશ સરકારે અથવા હિન્દી વજીરે ખાસ અગત્યના સવાલ સિવાય ભાગ લેવો નહિ.

(૨) સ્વાયત્ત ખાતાં (Reserved subjects) ના વહીવટમાં જો પ્રાંતિક સરકાર અને તેની ધારાસભા એકમતની હોય તો, વચ્ચે પડવું નહિ.

(૩) જો વડી સરકાર અને તેની ધારાસભાઓ એક વિચારની હોય તો ખાસ સંયોગો વિના હિન્દી વજીરે વચ્ચે પડયા સિવાય વડી સરકારનાં કામ થવા દેવાં.

## ૨ હિન્દી વજીરઃ

હિન્દી વજીરની જગાની શરૂઆત ૧૮૫૮થી થઇ છે. ઈંગ્લેંડમાં જે પક્ષનું પ્રધાનમંડળ રચાતું હોય તે પક્ષના આગેવાનોમાંથી વડા પ્રધાનની સલાહ પ્રમાણે રાજા હિન્દી વજીર નીમે છે. તેની જગાની મુદત નક્કી હોતી નથી. જો પ્રધાનમંડળ બદલાય તો તેને રાજીનામું આપવું પડે છે. આથી તે થોડો વખત યા લાંબી મુદત સુધી તે પદપર રહે છે. તે પાર્લામેન્ટનો સભાસદ અને પ્રીવી કાઉન્સીલનો સભ્ય હોય છે. તેને પ્રથમની નિયામક સભાના પ્રમુખનું અને ડિરેક્ટરોની સભા જે કામ કરતી હતી, તે કામ કરવાનું છે. ૧૯૧૯ના સુધારાથી તેનો વાર્ષિક પગાર પૌં. ૫૦૦૦ બ્રિટિશ તિજોરીમાંથી આપવામાં આવે છે.

## ૩. હિન્દી વજીરની ફરજો અને સત્તા.

હિન્દીવજીરને હિન્દના રાજવહીવટની દરેક બાબત પર કાબુ સોંપવામાં આવ્યો છે. હિન્દી વડી તેમજ પ્રાંતિક સરકારને તેના

હુકમનો અમલ કરવો પડે છે દરેક હુકમ તેની સહીથી હિન્દ મોકલવામાં આવે છે, અને હિંદથી દરેક પત્રવ્યવહાર તેની સાથે ચલાવવામાં આવે છે. તેની સલાહથી રાજા વડા અધિકારીઓને નીમે છે અને તે પોતે બધી સનંદી નોકરીની જગાએ અધિકારીઓ નીમે છે. તેને તેઓને બરતરફ કરવાની સત્તા છે. હિન્દનો વહીવટ કેમ ચલાવવો તેની રૂપરેખા તે જાતે નક્કી કરે છે. પ્રાંતિક તથા વડી સરકારોના દરેક ધારા તેની મંજુરી માટે મોકલવા પડે છે. તે ગમે તે બાબતનો ખુલાસો વાઇસરોય અને ગવર્નરો પાસેથી માગી શકે છે, અને તેઓ તે હકીકત આપવા બંધાયલા છે. પાર્લામેન્ટે હિન્દી વજીરને હિન્દ બાબતમાં સર્વ સત્તાધીશ બનાવેલો હોવાથી તે બ્રિટિશપ્રજા, પાર્લામેન્ટ, અને પ્રધાન મંડળની ચાહના મળે તેવી રીતે વર્તે છે. હિંદ સંબંધી દરેક બાબતોમાં તે રાજાનો સલાહકાર છે. અને તે કેટલાક અપવાદો સિવાય, હિંદના વહીવટ, ઉપજ ખર્ચ, કાયદાઓના વર્તન અને સંબંધ પર દેખરેખ રાખે છે, દોરે છે અને કાબુ ધરાવે છે.

## ૪. તેનો પાર્લામેન્ટ સાથે સંબંધ.

હિન્દી વજીર પ્રધાન મંડળનો સભ્ય હોવાથી તેના તે પદના વર્તન માટે તે પાર્લામેન્ટનો જવાબદાર છે. પાર્લામેન્ટમાં હિન્દના વહીવટ સંબંધના પ્રશ્નો પૂછવામાં આવે તેના તેને સંતોષકારક જવાબ આપવા પડે છે. હિન્દનો પરમુલક સાથેનો સંબંધ કેવો રાખવો તે સંબંધમાં અને હિન્દે લડાઇમાં ભાગ લેવાના પ્રસંગે હિંદી વજીરને પાર્લામેન્ટની સંમતિ લેવાની જરૂર હોય છે. પાર્લામેન્ટની સંમતિથી તે લોન કાઢી શકે છે. તે પ્રતિ વર્ષે હિન્દના ઉપજ ખર્ચના આંકડા આર્થિક અને નૈતિક પ્રગતિના હેવાલ સાથે પાર્લામેન્ટમાં રજુ કરે છે. તેમજ તેનું અને તેના ખાતાનું ખર્ચ બ્રિટિશ સરકારને ભોગવવાનું

હોવાથી તેના વર્તન માટે પાર્લામેન્ટમાં ખુલાસો માગવામાં આવે છે. જો ઠપકાનો ઠરાવ પસાર થાય અથવા પગારમાં ઘટાડો કરવામાં આવે તો તેને રાજીનામું આપવું પડે છે.

## ૫. ઇન્ડિઆ કૌન્સિલ.

હિન્દી વજીર ઇગ્લેન્ડમાં રહેતો હોવાથી ખરી રીતે હિન્દી રાજ્યવહીવટનું સર્વ કામ વાઇસરોયને સોંપવામાં આવેલું હોય છે; પણ તે હિન્દી બાબતોમાં સર્વોપરી સત્તાધીશ હોવાથી તેને હિન્દી વહીવટના પરિચયમાં આવેલાની સલાહની જરૂર છે. તે સલાહકારક મંડળને કૌન્સિલ ઓફ ઇન્ડિઆ અથવા ટુંકમાં ઇન્ડિઆ કૌંસિલ કહે છે. તે સભામાં આઠથી બાર સભ્યો છે. જેઓએ હિન્દમાં દસ વર્ષ નોકરી કરી હોય અથવા રહ્યા હોય અને જેઓને નીમતી વખતે હિન્દ છોડયે પાંચથી વધુ વર્ષ થયાં ન હોય, તેવા સભાસદોની સંખ્યા અર્ધી રાખવામાં આવે છે. તે કૌંસિલમાં ત્રણ હિન્દીઓ રખાય છે. ખાસ લાયકાત ધરાવનારાઓને હિન્દી વજીર નીમે છે. તેઓની નોકરીની મુદત પાંચ વર્ષની હોય છે. ખાસ કારણથી હિન્દી વજીર કોઇ સભ્યને ફરીથી નીમે છે. તે સભ્યોને દૂર કરવા માટે પાર્લામેન્ટની બન્ને સભાઓમાં ઠરાવ પસાર થવો જરૂરનો છે. તેઓનો વાર્ષિક પગાર પૌં. ૧૨૦૦ નો હોય છે. હિન્દી સભાસદોને ભથ્થા તરીકે વાર્ષિક પૌં. ૬૦૦ વધારે આપવામાં આવે છે. આ બધી રકમ બ્રિટિશ તીજોરીમાંથી ખર્ચે પડે છે કોઇ પણ સભાસદ પાર્લામેન્ટનો સભ્ય થઇ શકતો નથી.

## ૬. ઇંડિઆ કૌન્સિલનું કામકાજ.

આ કૌન્સિલનો પ્રમુખ હિન્દી વજીર હોય છે, અને પોતાની ગેરહાજરીમાં કામ ચલાવવા માટે તે ઉપપ્રમુખ નીમે છે. તે સભા

ઓછામાં ઓછી માસમાં એકવાર મળવીજ જોઇએ એવો નિયમ છે. હિન્દી વજીર તે બોલાવે છે. હિન્દી વજીર હિન્દી સરકારનાં ખાતાં જેટલી ઇન્ડિઆ કૌન્સિલના સભ્યોમાંથી બે અથવા વધુ સભ્યોની પેટા કમિટીઓ નીમે છે. તે સભ્યો એક કરતાં વધુ પેટા કમિટીઓમાં હોય છે. આ કમિટીઓને જુદાં જુદાં ખાતાં સંભાળવાનાં હોય છે, અને અઠવાડિયામાં એક વખત મળે છે અને ચર્ચા કરે છે, અને જો હિન્દી વજીર તે કામોને કૌન્સિલ સમક્ષ મૂકવાનું જણાવે તો તે કૌન્સિલ સમક્ષ મૂકવામાં આવે છે.

## ૭ ઇન્ડિઆ કૌન્સિલ સાથે હિન્દી વજીરનો સંબંધ.

હિન્દી વજીર તેની સભા સમક્ષ જે કામ મૂકે છે તે પર સભા ચર્ચા કરી નિર્ણય કરે છે. સામાન્યરીતે વધુમતિનો નિર્ણય હિન્દી વજીર સ્વીકારે છે, પણ તે તેની સભાના નિર્ણયનો અમલ કરવા બંધાયો નથી. તે સભ્યો ફક્ત હિન્દના અનુભવી હોવાથી તેમની સલાહ માટે સભામાં કામ મૂકે છે. હિન્દ સાથેનો પત્રવ્યવહાર એક અઠવાડિયા સુધી સભ્યોને જોવા માટે ખુલ્લો મૂકવામાં આવે છે. નીચે જણાવેલી બાબતો સિવાય અન્ય બાબતોમાં હિન્દી વજીર તેની સભાની વિરૂદ્ધ જઇ શકે છે.

(૧) હિન્દની ઉપજનો ઉપયોગ.

(૨) હિંદી સનંદી નોકરોને માટે જુદી રાખેલી જગા પર હિન્દીઓની નિમણૂંક.

(૩) પગાર, ફર્લો રજા, પેન્શન સંબંધીના હિન્દના નિયમોમાં ફેરફાર.

(૪) વડી કારોબારી સભામાં કામચલાઉ નિમણૂંક કરવા બાબત.

આ બાબતો સિવાય ઇંડીઆ કૅાન્સિલના સભ્યોથી વજીરના વર્તનની આડે આવી શકાતું નથી. વળી વજીર મરજીમાં આવે તે કામ તેની સભા સમક્ષ મૂકે છે, તેમજ લડાઈ, સુલેહ, જેવાં ગુપ્ત અને અગત્યનાં કામો તે સ્વતંત્ર રીતે કરી શકે છે, અને સભાને તે મંજુર રાખવાં પડે છે. આ કારણથી દરેક કામ હિન્દી વજીર અને તેની સભાના નામથી ચલાવવામાં આવે છે.

## ૮ હિન્દી વજીર અને હિન્દી સરકાર.

આપણે જોઇ ગયા કે હિન્દી વજીરની હિંદના વહીવટ પર સર્વોપરી સત્તા છે. તે વડા અધિકારીઓ નીમે છે. તેના ફરમાન મુજબ દરેકને વર્તવાનું છે. પરદેશો સાથે હિન્દે કેવો સંબંધ રાખવો અને લડાઇમાં ભાગ લેવો કે નહિ તે બાબતમાં હિન્દી સરકારને તેની આજ્ઞાનુંસાર ચાલવું પડે છે. તે જોઇતી માહિતી માગી શકે છે અને તે દરેક અધિકારીએ પૂરી પાડવી પડે છે. તે કોઇ પણ અધિકારીને દૂર કરવાની સત્તા ધરાવે છે. સિદ્ધાંત તરીકે તેની સત્તા સર્વોપરી છે, પણ કેટલીકવાર તેને વાઇસરોયનો ( Man on the spot હોવાથી ) અભિપ્રાય સ્વીકારવો પડે છે. વળી પેરા ૧ લા ના અંતમાં જણાવ્યા મુજબ તેની સત્તા સોંપાયલાં ખાતાં, સ્વાયત્ત ખાતાં, અને વડી સરકાર અને ધારાસભા એક વિચારની હોય તે બાબતોમાં ઓછી કરવામાં આવી છે.

## ૯ ઇન્ડિઆ ઑફીસ અને નાયબ હિન્દી વજીર.

હિન્દી વજીરને ઘણી ફરજો બજાવવાની હોઇ, તેનું કામ સંતોષકારક થાય તે માટે ઇન્ડીઆ ઑફીસ સ્થાપવામાં આવી છે. તેને બે અન્ડર સેક્રેટરીઓ હોય છે. એક પાર્લામેન્ટની બીજી સભામાં વજીરની વતી કામ કરે છે. તે હિન્દી વજીરની માફક બ્રિટિશ પ્રધાન-મંડળમાં બીરાજે છે. તેને પાર્લામેન્ટરી અન્ડર સેક્રેટરી કહે છે.

જ્યારે પ્રધાનમંડળ બદલાય છે ત્યારે તે પણ બદલાય છે. (લૉર્ડ સિંહાએ પ્રથમ હિન્દી તરીકે તે પદ સ્વીકાર્યું હતું.) બીજો કાયમનો અન્ડર સેક્રેટરી હોય છે તે ઇંડીઆ ઑફિસ સંભાળે છે. હિન્દી વજીર બદલાય પણ તે બદલાતો નથી. તેને પાર્લામેન્ટના પક્ષ સાથે સંબંધ હોતો નથી. આથી કાયમના અન્ડર સેક્રેટરીની જગા વધુ મહત્ત્વની છે, અને તેને હિન્દી વજીરની કેટલીક સત્તાઓ આપવામાં આવે છે. તે ઉપરાંત ઇન્ડિયા ઑફિસમાં આસીસ્ટન્ટ સેક્રેટરીઓ, કાયદાનો સલાહકાર (Legal Adviser), એકાઉન્ટન્ટ જનરલ, ડિરેક્ટર ઑફ ફન્ડસ અને બીજા અધિકારીઓ હોય છે, તે સર્વનું ખર્ચ બ્રિટિશ તિજોરીમાં પડે છે.

## ૧૦ હાઇ કમીશનર

મોન્ટ-ફર્ડ સુધારાને લઈ હાઇ કમીશનરની નવી નિમણૂંક થઇ છે. તેને આડતીઆનું કામ (Agency work)કરવાનું હોય છે. તેની નિમણૂંક હિન્દી સરકારની સલાહથી હિન્દી વજીર કરે છે. તેની નોકરીની મુદત ફક્ત પાંચ વર્ષની રાખવામાં આવી છે અને તેને લગતું ખર્ચ હિન્દની તિજોરીમાં પડે છે. હિન્દી સરકાર, લશ્કર અને રેલ્વે વિગેરે માટે જોઇતો સામાન તે ખરીદ કરે છે. લોન વગેરે ભરવાનું, પેન્શન આપવાનું, કંટ્રાક્ટ આપવાનું, ઇંગ્લેંડમાં રહેતા હિન્દી વિદ્યાર્થીઓ માટે સવડ અને બંદોબસ્ત કરી આપવાનું અને હુંડીઆમણની સર્વ વ્યવસ્થા કરવાનું કામ તેને સોંપવામાં આવ્યું છે. આ સર્વ કામ પ્રથમ હિન્દી વજીર કરતો હતો. પહેલા હાઇ કમીશનર દાદીબા દલાલ હતા અને તેમણે રાજીનામું આપવાથી હાલ એ. સી. ચેતરજી તે પદ પર છે.



## પ્રકરણ ૩ જું.



## હિન્દી સરકાર.



### વાઇસરૉય અને ગવર્નર જનરલ. તેની કારોબારી સભા અને ધારાસભાઓ.



### ૧ હિન્દી સરકાર.

હિન્દમાં બ્રિટિશ સરકારનું રાજ્ય છે. બ્રિટન હિન્દથી પાંચ હજાર માઇલ દૂર છે અને ત્યાંથી પોતાના નીમેલા અધિકારીઓ દ્વારા હિન્દ પર રાજ્ય ચલાવે છે. હિન્દમાં રાજકીય બાબતમાં જે વડો છે અથવા જેને રાજાનો પ્રતિનિધિ માનવામાં આવે છે, તે ગવર્નર જનરલ અથવા વાઇસરૉય અને તેની કારોબારી સભાના સભ્યો મળીને જે ગવર્નર જનરલ અને તેની સભા કહેવાય છે, તેને હિન્દી સરકારનું નામ આપવામાં આવ્યું છે. તેને વડી સરકાર (Central Government) પણ કહેવામાં આવે છે.

### ૨. વાઇસરૉય:—

૧૭૭૩ ના રેગ્યુલેટીંગ ઍક્ટને લઇ ગવર્નર જનરલની પદવી બંગાળાના ગવર્નરને આપવામાં આવી અને તેને મુંબઇ અને મદ્રાસના ગવર્નરો ઉપર દેખરેખ રાખવાનું સોંપવામાં આવ્યું. ૧૮૫૩ માં

બંગાળાને જુદો લેફ્ટેનન્ટ ગવર્નર આપવામાં આવ્યો અને ગવર્નર જનરલને હિન્દના સમગ્ર રાજ્ય પર દેખરેખ રાખવાનું કામ સોંપવામાં આવ્યું. ૧૮૫૮ થી રૂઢિ પ્રમાણે ગવર્નર જનરલ, રાજાના પ્રતિનિધિ વાઇસરોય કહેવાવા લાગ્યા પણ હિન્દના રાજ્યકર્તા તરીકે તે ગવર્નર જનરલ રહ્યા.

વાઇસરોયની નિમણૂંક ઈંગ્લેંડના રાજા વડા પ્રધાનની સલાહથી કરે છે. તે સામાન્ય રીતે પાંચ વર્ષ સુધી તે પદ પર રહે છે. તેનો વાર્ષિક પગાર રૂ. ૨,૫૬,૦૦૦ હોય છે. વાઇસરોય નિયમ પ્રમાણે ઈંગ્લેંડના આગેવાન રાજદ્વારીઓમાંથી નિમાય છે. તેણે તે પ્રથમ બીજે સ્થળે રાજ્યવહીવટનો અનુભવ લીધેલો હોય છે. તે ઘણી વખત ઉમરાવોમાંથી પસંદ થાય છે. પણ તેવો કંઇ ચોક્કસ નિયમ નથી. તેને હિન્દના વહીવટનું પ્રથમથી જ્ઞાન હોય એવી જરૂરીઆત હોતી નથી, આ કારણથી દરેક વાઇસરોય કોઇપણ એક વિચારના ન હોતાં સ્વતંત્ર વિચારના આવે છે.

### ૩ વાઇસરોયની ફરજો, અને સત્તા:

તે હિન્દી સરકારનો વડો હોવાથી તેને હિન્દના દરેક ભાગના બનાવ પર ધ્યાન આપવાનું હોય છે. તેને હિન્દી વજીરના હુકમોનું પાલન કરવાનું હોય છે, તેમજ હિન્દી વજીરને અગત્યની બાબતોથી વાકેફ રાખવાની તેની ફરજ છે. તેને દરેક સુધારા અથવા મહત્ત્વનું કામ અમલમાં મૂકતા પહેલાં હિંદી વજીરની મંજૂરી લેવી પડે છે. પ્રાંતિક સરકારના વહીવટ પર તે દેખરેખ રાખે છે, અને પ્રાંતિક સુધારા માટે મંજુરી આપે છે. આ કારણોથી તેને હિન્દના રાજ-કારભાર માટે જોખમદાર ગણવામાં આવે છે.

તે રાજાનો પ્રતિનિધિ હોવાથી તેની સત્તા ઘણી વિશાળ છે. પણ પરદેશો સાથેના સંબંધ કેવો રાખવો અને લડાઇ કે સુલેહ કરવી કે નહિ તે તેની સત્તાની બહાર છે.

## વાઇસરૅાયની સત્તા:

(૧) તે રાજાની માફક ખુનીઓ અને બીજા ગુન્હેગારો તરફ દયાની લાગણી બતાવી શકે છે.

(૨) દેશી રાજ્યોપર તેની સર્વોપરી સત્તા છે. તે દેશી રાજાઓની સલામી લે છે. તે રાજાઓને ગાદીપરથી ઉઠાડી શકે છે. તે દેશી રાજ્યને બ્રિટિશ મુલક સાથે જોડી શકે છે, અથવા પાછું પણ આપી શકે છે, અને દેશી રાજ્યોના વહીવટમાં પણ વચ્ચે પડી શકે છે.

(૩) લશ્કર તેમજ રાજવહીવટની બાબતોમાં તે દેખરેખ રાખે છે, સૂચનાઓ આપી અમુક કામ કરવા જણાવે છે અને તે સર્વપર તેનો કાબુ હોય છે.

(૪) કાયદાની બાબતમાં તેની સત્તા ઉપર સવાલ થઇ શકતો નથી. હિન્દમાં કોઇ પણ કાયદો તેની મંજુરી સિવાય પસાર થતો નથી. જો વાઇસરૅાયને પ્રજાની સુખ, શાન્તિ અને હિતને નુકશાન કર્તા લાગે તો તે, કોઇક વખત, કાયદાનો અમલ મુલતવી રાખે છે. જો વડી બન્ને સભાઓ કોઇપણ કાયદો નાપાસ કરે તો તે પોતાના સર્ટીફીકેટથી તે કાયદો પસાર કરી શકે છે. જો કોઇ પણ કાયદો બન્ને સભાઓએ પસાર કર્યો હોય તો તે પોતાની નકારવાની (Veto) સત્તાથી રદ કરી શકે છે, અને તે કટોકટીના પ્રસંગે હુકમ (Ordinance)બહાર પાડી તેનો છ માસ સુધી કાયદા તરીકે અમલ ચલાવી શકે છે. તે વડી બન્ને સભાઓને એકત્ર બોલાવી ભાષણ આપે છે.

(૫) અધિકારી તરીકેનું તેનું વર્તન હાઇકોર્ટની મર્યાદામાં આવી શકતું નથી.

(૬) પરરાજ્યો સાથેના સંબંધનો વહીવટ તેના હાથમાં છે.

(૭) પ્રાંતિક રાજ્યવહીવટ પર તે સતત કાબુ ધરાવે છે.

## ૪ વાઇસરોયની કાર્યવાહી સભા [Executive Council]

૧૯૧૯ ના સુધારા દાખલ થયા પહેલાં વડી કારોબારી સભા (Viceroy's Executive Council) નું બંધારણ અને સભ્યોની સંખ્યામાં અવાર નવાર ઘણા ફેરફાર અને સુધારા દાખલ થયા હતા. આ સભા વાઇસરોયને તેના વહીવટના કામમાં મદદ કરે છે. તેના સભ્યો, હિન્દી વજીરની સલાહથી રાજા નીમે છે. તે સભ્યોની સંખ્યા પ્રથમ વાઇસરોય અને સેનાપતિ સાથે આઠની હતી. પણ હાલમાં કેટલા રાખવા તેનો ચોક્કસ નિયમ નથી. આ સભ્યો પૈકી ત્રણ સભ્યો જેઓ હિન્દમાં દસ વર્ષ સુધી તાજના નોકર હોય તે હોય છે. વળી એક ધારાશાસ્ત્રી અને ત્રણ હિન્દીઓ હોય છે. તેમાં વધુ હિન્દીઓને નીમવાની ભલામણ થએલી છે. આ છ સામાન્ય સભ્યો ઉપરાંત સેનાપતિ તે સભાનો સભ્ય છે અને વાઇસરોય તે સભાના પ્રમુખ છે. તે ઉપરાંત આ સભ્યોના હાથ નીચે, સેક્રેટરી, અન્ડર સેક્રેટરી, તથા બીજા ઘણા હોય છે. કાર્યવાહી સભાસદોની મુદ્દત પાંચ વર્ષની હોય છે અને તેઓનો વાર્ષિક પગાર રૂા. ૮૦,૦૦૦ હોય છે.

## ૫ વાઇસરોય અને તેનો કારોબારી સભા સાથે સંબંધ.

જે બાબતોથી 'હિન્દી પ્રજાની સુખશાન્તિ અને હિતને' બાધ આવતો હોય તે સિવાય દરેક બાબતમાં ગવર્નર જનરલ તેની કૌન્સિલની બહુમતીને સ્વીકારે છે. જો સભાસદોના મત બંને બાજુએ સરખા હોય તો વાઇસરોય એક વધુ મત ગમે તે બાજુએ આપી શકે છે. તે કોઇ એક સભાસદને ઉપપ્રમુખ નીમે છે. તે સભાનું કામ

જલદી અને વ્યવસ્થિત ચાલે તેમાટે નિયમો અને બંધારણ ઘડી કાઢે છે. જે કંઇ પણ હુકમો બહાર પાડવામાં આવે છે તે ગવર્નર જનરલ અને તેની સભાના નામથી બહાર પડે છે.

## ૬ હિન્દી સરકારની કાર્યપદ્ધતિ અથવા વડી કારોબારી સભાનું કામકાજ.

આ હિન્દ પર અમલ ચલાવવાનું સર્વ કામ હિન્દી સરકારને સોંપવામાં આવ્યું છે, પણ તેના પર દેખરેખ રાખવાની સત્તા હિન્દી વજીર અને તેની સભાને છે. ગવર્નર જનરલને પ્રાંતિક સરકાર પર દેખરેખ રાખવાની સત્તા છે. હિન્દીસરકાર અથવા કારોબારી સભાના કામની આઠ ખાતાંમાં વહેંચણી કરવામાં આવી છે. તે ખાતાંની વહેંચણી વ્યક્તિગત છે, એટલે પ્રત્યેક સભ્યને તે સોંપાયલું ખાતું સંભાળવાનું હોય છે.

### વડી સરકારનાં આઠ ખાતાં

**(૧) પરદેશ અથવા રાજકીય ખાતું.**

તે ખાતું દેશી રાજ્યો, હિન્દની સરહદ પર રહેલી જાતો અને પરદેશો સાથેની રાજકીય બાબતો સંબંધી કામકાજ કરે છે. તે અજમેર મેરવાડા, બ્રિટિશ બલુચીસ્તાન, વાયવ્યકોણની સરહદના મુલકો પર રાજ્યવહીવટ ચલાવવાનું કામ કરે છે. તે ખાતાનો વડો વાઇસરોય છે. તે ખિતાબો આપવાનું કામ કરે છે.

**(૨) સ્વદેશ ખાતું:—**

આ ખાતાના ઉપરીને સ્વદેશ ખાતાનો સભાસદ કહેવામાં આવે છે. તે દેશમાંના સામાન્ય વહીવટ પર દેખરેખ રાખે છે. તેના

હાથમાં બળવા તથા રાજદ્રોહ અટકાવવાનું, કાયદાઓ અને ન્યાય, પોલીસ અને જેલ, જાહેર સુખશાન્તિ અને વૈદ્યકીય ખાતાં હોય છે. પુરાતન મકાનોની સંભાળ રાખવાનું કામ, અને હિન્દી સનંદી નોકરીઓને લગતા કામકાજનો વહીવટ પણ તેજ કરે છે.

## (૩) ખેતીવાડી અને મહેસુલ ખાતું:—

તે જમીનનું મહેસુલ, ખેતીમાં સુધારો કરવો, દુષ્કાળશમન કામ તથા નહેરો, રસ્તાઓ વગેરે બાંધવાનું કામ કરે છે.

## (૪) વેપાર અને ઉદ્યોગ ખાતું:—

આ ખાતાનો સભ્ય પોસ્ટ, તાર, રેલ્વે, જકાત, ખાણો તથા વેપારને લગતી કેટલીક બાબતોની વ્યવસ્થા રાખે છે. હાલમાં રેલ્વેની દેખરેખ રાખવા જુદું 'રેલ્વે બોર્ડ' નીમાયું છે.

## (૫) ન્યાય ખાતું:—

તે ખાતાનો સભાસદ સરકારને કાયદા બાબતની સર્વ સલાહ આપે છે. તે કાયદાના મુસદ્દા [Bills] તૈયાર કરે છે અને છપાવે છે. આ સભાસદને ધારાશાસ્ત્રી [Law Member] કહે છે.

## (૬) નાણાં ખાતું:—

તે પ્રાંતિક તેમજ વડી સરકારના ઉપજ ખર્ચ ઉપર દેખરેખ રાખે છે. તે ચલણ, શરાફી કામકાજ, ટંકશાળ, જકાત, વીમો, ખંડણી, જાહેર દેવું, સ્ટેમ્પ્સ, (Stamps) અફીણ, મીઠું વગેરેની વ્યવસ્થા રાખે છે. તે સરકારી નોકરોના પગાર, રજાઓ અને પેન્શનનો નિર્ણય કરે છે. તે હિન્દુસ્થાનમાંથી આવક વેરો ઉઘરાવે છે.

તે દર વર્ષે ઉપજખર્ચનો હિસાબ ધારાસભાઓમાં રજુ કરે છે, અથવા નવા કર વધારવા યા ઘટાડવાને લગતાં બીલ લાવે છે.

(૭) કેળવણી ખાતું:—

આ ખાતાના સભ્યને જુદા જુદા પ્રાંતની કેળવણીના વહીવટ પર દેખરેખ રાખવાનું સોંપવામાં આવ્યું છે. તે દેશની કેળવણીની પદ્ધતિ નક્કી કરે છે. દેશની સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ અને આરોગ્ય પર દેખરેખ રાખવાનું કામ તેનું છે.

(૮) લશ્કર ખાતું:—

તે ખાતું હિન્દના સેનાપતિના હાથમાં છે. તે લશ્કર, છાવણીઓ, લશ્કરી વૈદ્યકીય ખાતું અને લશ્કરને લગતી સામગ્રીઓ પુરી પાડવાનું કામ કરે છે.

## ब. કારોબારી સભા (Executive Council) ના કામકાજની રીત.

સામાન્ય રીતે જે હમેશનાં અને સામાન્ય બાબતોના કામો હોય છે તેનો નીકાલ તે ખાતાનો વડો કરી નાંખે છે. જે અગત્યના કાગળો હોય છે તે ઉપર તે ખાતાનો સેક્રેટરી પોતાનો અભિપ્રાય જણાવે છે અને પછી વાઇસરૉય ઉપર મોકલવામાં આવે છે. જો વાઇસરૉય તે અભિપ્રાય સાથે એક મત થાય છે તો તે બાબત આગળ લંબાતી નથી અને પછી તરતજ તેને ગવર્નર જનરલ અને તેની સભાના નામથી હુકમ તરીકે બહાર પાડવામાં આવે છે. જો વાઇસરૉય તે અભિપ્રાયથી જુદો પડે છે તો અથવા એક કામ બે ખાતાંને લગતું હોય અને જો એ ખાતાંના મેમ્બરો જુદા પડતા હોય, તો પછી કાર્યવાહી સભાના સર્વ સભાસદોને તે કાગળો વારા ફરતી મોકલવામાં

આવે છે અને તે બાબત સમગ્ર સભા આગળ ચર્ચવામાં આવે છે. નિયમ પ્રમાણે વધુમતિથી જે નિર્ણય થયો હોય તે છેવટનો ગણાય છે; પણ જો ગવર્નર જનરલને એમ લાગે કે તેથી હિન્દની સુખ શાન્તિ અને હિતને નુકસાન થાય તેમ છે, તો તે પોતાની સત્તાથી વધુમતિના નિર્ણયને માન આપતો નથી. ઘણા મહત્ત્વના કામોમાં તે ખાતાનો સેક્રેટરી સીધો વાઇસરોય પાસે તેને લગતા કાગળો લાવે છે, અને વાઇસરોય જાતે હુકમ કાઢે છે અથવા તો તે ખાતાના સભાસદને તે હુકમ કાઢવા કહે છે. પણ વાઇસરોય પોતાની સત્તાથી અથવા કરોબારી સભાના સભ્યોની બહુમતીના નિર્ણયથી અથવા સભાસદ વાઇસરોયનો અભિપ્રાય લીધા સિવાય પોતાની મેળે જે કંઇ હુકમો કાઢે છે તે સર્વે ગવર્નર જનરલ અને તેની સભા (Governor General in his Council) ના નામથી કાઢવામાં આવે છે. કારોબારી સભા દર અઠવાડીએ એક વખત અને જરૂર જણાયે વધુ વખત મળે છે. આ સર્વ કારભાર ચલાવવા માટે સેક્રેટરી, ડેપ્યુટી, અન્ડર અને આસીસ્ટન્ટ સેક્રેટરીઓ તથા બીજા ઘણા રોકવામાં આવે છે.

## ૭ વડી સરકાર અને પ્રાંતિક સરકારને હસ્તકનાં ખાતાં.

કયાં ખાતાં કયા સભાસદના હાથ નીચે છે તે આપણે જોઇ ગયા. પ્રથમ એ બધાં ખાતાં વડી સરકારને તાબે હતાં અને તે સરકાર તેને માટે જોખમદાર હતી. પછી વડી સરકાર કે પ્રાંતિક સરકાર તે ખાતાંનો વહીવટ કરતી હોય પણ જોખમદાર તો વડી સરકારજ હતી. તે વખતે પ્રાંતિક સરકાર વડી સરકારનું એજન્ટ તરીકેનું કામ કરતી. **૧૯૧૯ ના સુધારાથી** કેટલાંક ખાતાં પ્રાંતિક સરકારને સોંપવામાં આવ્યાં અને કેટલાંક હિન્દીસરકારને હસ્તક રહ્યાં. આથી હિન્દી સરકારને કેટલાંક ખાતાંની વ્યવસ્થા કરવાનો ભાર ઓછો થયો, અને કેટલાંક ખાતાંમાં પ્રાંતિક સરકારને સ્વતંત્રતા મળી; પણ હિન્દી સરકારની મંજુરી

સિવાય કંઇ પણ થઇ શકે નહિ તેથી પ્રાંતિક સરકાર પર વડી સરકારનો કાબુ તો રહ્યોજ.

### (अ) હિન્દી સરકારને તાબે રાખેલાં ખાતાંઃ–

(૧) પરદેશો અને દેશી રાજ્યો સાથે સંબંધ.
(૨) લશ્કર અને નૌકાસૈન્ય.
(૩) રેલ્વે, પોસ્ટ અને તાર ખાતું.
(૪) જકાત, અફીણ, મીઠું, આવક વેરો, ચલણ, સિક્કા અને જાહેર દેવું વગેરે ખાતાં.
(૫) પેટન્ટ આપવાનું અને કોપીરાઇટ.

### (ब) પ્રાંતિક સરકારને સોંપાયલાં ખાતાં.

પ્રાંતિક ખાતાના વળી બે વિભાગ પાડવામાં આવેલા છે. એક વિભાગ સ્વાયત્ત ( Reserved subjects ) ખાતાંનો અને બીજો પ્રજાને સોંપાયલાં ખાતાંનો ( Transferred subjects )

### સ્વાયત્ત ખાતાં ( Reserved subject )

૧ જમીન મહેસુલ.
૨ ન્યાય ખાતું
૩ પોલીસ.
૪ જેલખાતું.
૫ સ્ટામ્પ.
૬ ઇરિગેશન.
૭ દુષ્કાળ શમન.

### પ્રજાને સોંપાયલાં ખાતાં ( Transferred subjects. )

(૧) ઉદ્યોગ, કેળવણી, જાહેર સુખાકારી, આરોગ્ય અને વૈદ્યકીય ખાતાં.

(૨) સ્થાનિક સ્વરાજ્ય. (મ્યુનિસિપાલીટીઓ અને લોકલબોર્ડ)
(૩) આબકારી, જંગલ, ખેતીવાડી, સહકારી મંડળ (Co-operative Societies) અને રજીસ્ટ્રેશન ખાતાં.

વડી સરકારને સ્વાયત્ત ખાતાં પર સંપૂર્ણ સત્તા રાખવાની છે. જ્યારે સોંપાયલાં ખાતાં જો વડી સરકારનાં ખાતાંને અથવા બીજા પ્રાંતનાં ખાતાં સાથે અથડાતાં હોય તો તે વખતે હિન્દી સરકાર વચ્ચે પડે છે. આથી હિન્દી સરકારની સત્તા સોંપાયલાં ખાતાં પર મર્યાદિત થાય છે.

## ૮ હિન્દી ધારામંડળ-( Indian Legislature )

હિન્દને પાર્લામેન્ટરી ગવર્નમેન્ટનું શિક્ષણ આપવા માટે મોન્ટ-ફર્ડ (મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ) સુધારાને લઇ જે પ્રથમ એક વડી ધારાસભા હતી તેને બદલે હવે બે સભાઓ યોજવામાં આવી છે. તે ઇગ્લેન્ડની અમીર સભા ( House of Lords ) અને આમની સભા ( House of Commons )નો ખ્યાલ આપે છે. હિન્દી ધારા મંડળ (૧) ગવર્નર જનરલ અને તેની સભા, (૨) રાજ સભા ( Council of State ) અને (૩) વડી ધારા સભા (The Legislative Assembly) નું બનેલું છે. તે કાયદા પસાર કરે છે અને તે મુજબ કાર્યવાહી સભાને વર્તવા દોરે છે.

(૧) ગવર્નર જનરલ અને તેની સભા. એમના વિષે આપણે વિસ્તારથી વાંચ્યું છે.

(૨) **રાજસભા** ( Council of State)

આ સભામાં કુલ સભ્યો ૬૦ છે. તેમાંના ૩૩ ચુંટાયલા હોય છે અને બાકીના ૨૭ ને હિન્દી સરકાર નીમે છે, તેમાં વળી

૨૦ સરકારી અધિકારીઓ અને સાત બીન અધિકારીઓ હોય છે. તેની મુદત પાંચ વર્ષની છે. તેના પ્રેસીડન્ટને વાઇસરૉય નીમે છે. તે સભાના સભાસદોને 'ઑનરેબલ' કહેવામાં આવે છે. તેના સભ્યો ચુંટનારાઓની સંખ્યા ૧૭૦૦૦ જેટલી છે.

## (૩) વડી ધારાસભા (Indian Legislative Assembly)

પ્રથમની વડી ધારાસભામાં ૬૦ સભાસદો હતા અને અધિકારીઓની બહુમતી હતી. પણ નવા સુધારાથી વડી ધારાસભામાં સભાસદોની સંખ્યા ૧૪૪ની રાખવામાં આવી છે, તેમાં ૧૦૩ ચુંટાયલા બીન સરકારી સભાસદો છે એટલે ૢૢ ચુંટાયલા હોય છે. બાકીનાને સરકાર નીમે છે તેમાં ૨૬ સરકારી અમલદારો હોય છે અને બીજા બીન સરકારી સભાસદો હોય છે. તે સભાની મુદત ત્રણ વર્ષની ગણાય છે, પણ વાઇસરૉય તેની મુદત વત્તી ઓછી કરવાની સત્તા ધરાવે છે. વળી તેના પ્રથમના પ્રમુખ તરીકે પાર્લામેન્ટના વ્યવહારની પદ્ધતિથી માહિતીવાળા માણસની સરકારે ચાર વર્ષને માટે નિમણુંક કરી હતી તથા ત્યારબાદ ચુંટાયલા સભ્યોમાંથી પ્રમુખની ચુંટણી કરવાનો નિયમ છે. તે મુજબ ચાલુ વર્ષમાં (૧૯૨૫) **વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ** ધારાસભાના પ્રથમ પ્રજાકીય પ્રમુખ નીમાયા છે. પહેલાં ગવર્નર જનરલ વડી ધારાસભાના પ્રમુખ હતા. પાર્લામેન્ટના સભ્યને જેમ એમ. પી. કહેવામાં આવે છે તેવીજ રીતે વડી ધારાસભાના સભાસદોને એમ. એલ. એ. (Member of the Legislative Assembly) કહેવામાં આવે છે. પ્રથમ જે આડકતરી (Indirect) રીતે સભ્યોની ચુંટણી થતી હતી તે હવે સીધી રીતે (Direct) થાય છે. તે મતદારોની સંખ્યા ૯૧૦૦૦૦ છે. ધારાસભાની વર્ષમાં ત્રણ અથવા ચાર બેઠકો (Sessions) થાય છે. જો કે રાજસભા અને વડી ધારાસભા ઇંગ્લેન્ડની

અમીર અને આમ સભાના જેવી બનાવવામાં આવી છે પણ તે સભાઓને ઇગ્લેન્ડની સભા જેટલો અધિકાર મળ્યો નથી. કારોબારી સરકાર ધારાસભાને જોખમદાર નથી.

## ૯ હિન્દી ધારાસભાના સભ્યોની ચુંટણી કરવા માટેનો મતાધિકાર અને સભાસદોની લાયકાત.

### મતદારની સામાન્ય લાયકાતઃ—

બ્રિટિશ રાજ્યનો વતની હોય, પુરૂષ હોય, ૨૧ વર્ષની અથવા ઉપરની ઉંમરવાળો હોય, અને જે ગાંડો ન હોય તેમને મત આપવાનો હક્ક હોય છે.

### अ રાજસભા માટે મતાધિકારઃ—

(૧) સરદાર, ઇનામદાર, અથવા જાગીરદાર જેઓ વાર્ષિક રૂ. ૨૦૦૦ ની મહેસુલ સરકારમાં ભરતા હોય,

(૨) જે વાર્ષિક રૂ. ૩૦૦૦૦ ની આવકપર આવક વેરો આપતો હોય,

(૩) જે વડી ધારાસભા કે પ્રાંતિક ધારાસભાનો કોઇ વખત બીન સરકારી મેમ્બર હોય,

(૪) જે મ્યુનિસિપાલીટીનો અગર જીલ્લા લોકલ બૉર્ડનો બીન સરકારી પ્રેસીડન્ટ અથવા વાઇસ પ્રેસીડન્ટ હોય,

(૫) જે હિન્દની યુનિવર્સીટીનો ફેલો અથવા ઓનરરી ફેલો હોય,

(૬) જે મહા મહોપાધ્યાય અથવા સમસુલ-ઉલ્માનો ખીતાબ ધરાવતો હોય,

(૭) જે ચુંટણી માટે નક્કી કરેલા વિસ્તારમાં રહેતો હોય અને ઉપર જણાવેલી લાયકાતવાળો હોય તે દરેકને રાજસભાના સભાસદને ચુંટી કાઢવાનો હક્ક છે.

**ब વડી ધારાસભા માટે મતાધિકારઃ—**

(૧) સામાન્ય ચુંટણી માટે જે માણસ વાર્ષિક રૂ. ૭૫) ની જમીન મહેસુલ ભરતો હોય (રત્નાગીરી, પંચમહાલ, ઉત્તરસિંધની સરહદના જીલ્લાઓ માટે રૂ. ૩૭ાા) અને આવક વેરો આપતો હોય તેને વડી ધારાસભાના સભ્યની ચુંટણી કરવાનો મતાધિકાર છે.

(૨) ખાસ મંડળોની ચુંટણી માટે, જે જમીનદાર અથવા ઇનામદાર સરકારને રૂ. ૧૦૦૦)નું મહેસુલ આપતો હોય; અને જે વેપાર ઉદ્યોગનાં મંડળોનો સભાસદ હોય; તે દરેક તે મંડળ તરફથી થતા ઉમેદવારને મત આપી શકે છે.

**क સભાસદ થવાની સામાન્ય લાયકાત.**

જે માણસને મતાધિકાર હોય છે તે સભાસદ થઇ શકે છે. પણ તેની ઉમર ૨૫ વર્ષની હોવી જોઇએ. તેણે નાદારી લીધેલી ન હોવી જોઇએ. વકીલાત કરવાની સનંદ ખુંચવી લેવામાં ન આવી હોય અને સરકારી નોકરીમાંથી બરતરફ થયેલો ન હોય તો તે સભાસદ થઇ શકે છે. જેને કોર્ટે છ માસની સજા કરી હોય તે પાંચ વર્ષ સુધી સભાસદ થઇ શકતો નથી.

## ૧૦ કાર્યવાહી સભાના સભાસદો અને હિન્દી ધારાસભા. (Indian Executive Council and Indian Legislature.)

વાઇસરોય તેની કારોબારી સભાના સભાસદોને એક અથવા બીજી સભામાં નીમે છે. તે વાઇસરોયને નીમવાના સભ્યોમાં આવી

જાય છે. તે એમ તે સભામાં નીમાયા હોય, પણ બીજીમાં હાજર રહી ભાષણ આપવાનો તેમને હક છે, પણ તેઓ મત આપી શકતા નથી. તે સભાઓમાં સરકારી કામો મુકે છે, સભાસદોના પ્રશ્નોના જવાબ આપે છે અને રજુ કરવામાં આવેલી બાબત ઉપર સરકારની વલણ કેવી છે તે જણાવે છે.

## ૧૧ હિન્દી ધારાસભાનો અધિકાર.

વડી ધારાસભાને બ્રિટિશ હિન્દનાં માણસો, અદાલતો, જગાઓ અને ચીજોને માટે કાયદા કરવાની સત્તા છે. પણ તે પાર્લામેન્ટના કાયદાને ઉથલાવી શકતી નથી, તેમજ પાર્લામેન્ટના અધિકારને બાધ કરે તેવા ધારા પસાર કરી શકતી નથી. જાહેર દેવું, ઉપજ અને ખર્ચની કેટલીક બાબતો, બ્રિટિશ પ્રજાના ધર્મ, લશ્કર અને નૌકાસૈન્ય, પરદેશો સાથેની રાજનીતિ વગેરેને લગતાં કામો ગવર્નર જનરલની પ્રથમથી મંજુરી મેળવ્યા સિવાય રજુ કરી શકાતાં નથી. આ ઉપરાંત કોઇ સભાસદને પ્રાંતિક બાબતોને લગતાં કામ અને ગવર્નર જનરલે કાઢેલા આર્ડિનન્સ અથવા કાયદાને નાબુદ કરવા માટે અગર તેમાં સુધારો કરવા માટેનાં કામને વાઇસરોયની પરવાનગી સિવાય દાખલ કરવાનો હક નથી.

ધારાસભા અને રાજસભામાં જે કંઇ કામ થાય છે તેના મુખ્ય ચાર વિભાગ થઇ શકે છે. (૧) કાયદા બનાવવા. (૨) ઠરાવો પસાર કરવા (૩) પ્રશ્નો પૂછવા અને (૪) બજેટ પર ચર્ચા કરી ખર્ચ અને ઉપજમાં સુધારા વધારા કરવા. આખા હિન્દને લગતા ધારાઓ પસાર કરવામાં આવે છે પણ હિન્દી વજીર જે હિન્દની ધારાસભા પર દેખરેખ રાખે છે તે જ્યારે ધારા મંજુર કરે છે ત્યારે તેનો અમલ થઇ શકે છે. બીજું જાહેર હિતને લગતા સવાલો સભાસદો લાવે

છે. તે ઠરાવ પસાર થવાથી ક્યાં ક્યા સુધારા કરવાની જરૂર છે તેમાં સભાનો અભિપ્રાય જણાય છે. આ ઠરાવોનો અમલ સરકારે કરવો એવું બંધન નથી, કારણ કે ધારાસભામાં મૂકાયલા ઠરાવો ભલામણના રૂપમાં હોય છે, જ્યારે કાયદાઓ સરકારને તેમજ પ્રજાને બંધનકારક હોય છે. ત્રીજું સભાસદોને લાગે કે રાજવહીવટમાં ગેરવ્યવસ્થા અથવા ભુલ થયેલી છે તો તેઓ તેમની સભામાં પ્રશ્નો પૂછે છે. તેના જવાબ કારોબારી સભાના સભાસદો આપે છે, અને વહીવટ વિષે વધુ પ્રકાશ પડે છે. સરકારે રજુ કરેલા બજેટ–અંદાજપત્ર–પર સભાસદો ચર્ચા કરી શકે છે. સભાસદો ખર્ચમાં કાપકુપ કરવાના અને કર ઘટાડવાના ઠરાવો લાવે છે અને પસાર કરે છે. પણ સરકારને તે સુધારા પ્રજાની સહી-સલામતી, શાંતિ અને હિતને બાધ કરતા જણાય તો વાઇસરોય પોતાની સત્તાથી રદ કરે છે અને સર્ટીફીકેટ આપી ખર્ચ અથવા કર કાયમ રાખે છે. વડી ધારાસભા અંદાજપત્ર પર ચર્ચા કરી શકે છે તેમજ સુધારા લાવી શકે છે. જ્યારે રાજસભા ફક્ત ચર્ચાજ કરે છે પણ તેઓનો તે પર મત લેવામાં આવતો નથી. બંને સભામાં તેના સભ્યોને છૂટથી ભાષણ કરવાની સ્વતંત્રતા ( Freedom of speech ) છે.

## ૧૨ વાઇસરોયની ધારાસભા પર સત્તાઃ—

કોઇપણ બીલ બંને સભાએ પસાર કર્યું હોય પણ તે ગવર્નર જનરલ મંજુર ન કરે ત્યાં સુધી તે કાયદો થઇ શકતો નથી. બ્રિટિશ હિન્દની સુખશાંતિ અને ભલાને નુકશાનકારક કોઇ પણ બીલ જણાય તો તે ગમે ત્યારે અટકાવી શકે છે. વળી સરકારે જે પ્રકારનું બીલ રજુ કર્યું હોય તે પ્રકારે બન્ને સભા પાસ ન કરે તો વાઇસરોય પોતાના સર્ટીફીકેટથી તે પાસ કરે છે. તે કાયદો ગવર્નર જનરલે પાસ કર્યો એવું જણાવવામાં આવે છે, અને રાજાની સહી થતા

પહેલાં તે કાયદો પાર્લામેન્ટની બન્ને સભાઓ આગળ આઠ દિવસ મૂકવામાં આવે છે. આ રીતે વાઇસરૉયની સત્તા વિશેષ છે. કારોબારી સભા ( Executive Council ) ધારાસભાને ( Legislative Assembly ) જોખમદાર નથી. આ કારણથી વડી ધારાસભાએ પસાર કરેલા ઘણા ઠરાવોનો અમલ થતો નથી. પણ જો કાર્યવાહી સભાના સભાસદો ધારાસભાના ઠરાવનો અમલ ન કરે તો તેઓને તેમના પદ પરથી દૂર કરવાની સત્તા ધારાસભાને હોય તોજ તેઓ જોખમદાર રહી શકે. આ જાતની જોખમદારી પ્રાંતિક સરકારનાં સોંપાયલાં ખાતાંને લાગુ પડે છે.

## ૧૩ કાયદા પસાર કરવાનો વિધિ:—

જો કોઇ સભાસદ કંઇપણ નવો કાયદો પસાર કરાવવા માગતો હોય તો પ્રથમ તે પોતાના બીલને તે જે સભાનો હોય તે સભામાં રજુ કરવા માટે માગણી કરે છે. માગણી સ્વીકારવામાં આવતાં પ્રજાની જાણ ખાતર ગવર્મેન્ટ ગેઝેટમાં તે પ્રસિદ્ધ કરવામાં આવે છે. પછી તેના પર ચર્ચા થાય છે, અને ત્યારબાદ તે બીલને ધારાસભા સીલેકટ કમીટીને સોંપે છે. તે કમીટીએ સુચવેલા ફેરફારો સાથેના રીપોર્ટની કોપીઓ ધારાસભાના સભાસદોને પુરી પાડવામાં આવે છે. ધારાસભામાં તેની કલમો પર ચર્ચા થાય છે અને પછી તે બીલ તે સભામાં પાસ થયા બાદ બીજી સભામાં મોકલી આપવામાં આવે છે. તે સભામાં તે બીલ પાસ થાય એટલે મંજુરી માટે ગવર્નર જનરલને મોકલી આપવામાં આવે છે અને જો મંજુરી મળે તો તે બીલ કાયદો કહેવાય છે.

બન્ને મંડળો એક મતનાં ના થાય અને તે બીલને ઉડાવી ન દેતાં સુધારા સુચવે તો અને તે સુધારા જે સભામાં પ્રથમ રજુ થયું

હોય તે સભા સ્વીકારે તો તે બન્ને સભામાં પાસ થયું ગણાય છે. બન્ને મંડળો એક વિચારનાં ન હોય તો બન્ને સભાના સભાસદોની કમિટીને તે સોંપવામાં આવે છે, પણ તેથી તેનો નિર્ણય બન્ને સભાઓ સ્વીકારે એ નક્કી હોતું નથી. જો બન્ને મંડળના કેટલાક સભ્યોની એકત્ર કમિટી મળવા છતાં તે બન્ને મંડળમાં એક સરખું પાસ ન થાય તો ખાનગી બીલ પડતું મુકવામાં આવે છે અને સરકારી બીલ, ગવર્નર જનરલ પોતાની સત્તાથી બન્ને સભાઓની એકઠી બેઠક બોલાવી તેમાં રજુ કરે છે. તે એકત્ર બેઠકની વધુમતિના નિર્ણયને આખા ધારામંડળના નિર્ણય તરીકે સ્વીકારવામાં આવે છે. જો તે બીલ એકત્ર બેઠકમાં પસાર ન થાય તો ગવર્નર જનરલ પોતાની સર્ટીફીકેટની સત્તાથી કાયદા તરીકે પસાર કરી શકે છે. તે પ્રમાણે પસાર થએલું બીલ ઇગ્લેન્ડમાં આમ (House of Commons) અને અમીર ( House of Lords ) ની સભા સમક્ષ આઠ દિવસ રાખવામાં આવે છે; પછી તે પર રાજાની સહી થઇ કાયદો બને છે.

જો કોઇ બીલ બન્ને ધારામંડળોએ પાસ કર્યું હોય અને ગવર્નર જનરલની મંજુરી મળી હોય તે છતાં બ્રિટિશ સરકાર હિન્દી વઝીરની 'નકારવા' ની સત્તા ( Vetoing powers ) દ્વારા રદ કરી શકે છે. આવો પ્રસંગ ક્વચિત બને છે. હિન્દી વઝીર પોતાને વાંધા પડતું બીલ લાગે તો શરૂઆતથીજ તે બીલને અટકાવવા હિન્દી સરકારને હુકમ કરે છે. આથી બન્ને સભાએ પાસ કરેલા કાયદાને હિન્દી વઝીર રદ કરી શકે છે. એક મંડળે પસાર કરેલું બીલ બીજું મંડળ સ્વીકારે નહિ તો તે રદ થયું કહેવાય છે. તે ઉપરાંત ગંભીર સંયોગોમાં વાઇસરોયને 'ઓર્ડીનન્સીસ' પસાર કરવાની સત્તા છે. તે કામ ચલાઉ કાયદા ગણાય છે અને ફક્ત છ માસ સુધીજ તેનો અમલ રહે છે.

## ૧૪ પ્રાંતિક સરકાર અને હિન્દી સરકાર વચ્ચે સંબંધ.

૧૯૧૯ ના સુધારા પહેલાં બધાં ખાતાં હિન્દી સરકારના હાથમાં હતાં, પ્રાન્તિક સરકાર ફક્ત એજન્ટનું કામ કરતી હતી. નવા સુધારાથી કેટલાંક ખાતાં હિન્દી સરકારને હસ્તક રહ્યાં છે અને કેટલાંક પ્રાંતિક સરકારને સોંપવામાં આવ્યાં છે. પ્રાંતિક સરકાર તેનો વહીવટ કરે છે. પણ હિન્દી સરકારનો વડો અધિકારી ગવર્નર જનરલ હોવાથી તે પ્રાંતિક સરકારના કામકાજ પર દેખરેખ રાખે છે, કેટલીક વખત સૂચનાઓ આપે છે, અને તે તેના પર કાબુ ધરાવે છે. તેની મંજુરી સિવાય પ્રાંતિક સરકાર કંઇ પણ કાયદો મંજુર કરી શકતી નથી.



## પ્રકરણ ૪
## પ્રાંતિક સરકાર

| પ્રાન્તો | મુખ્ય શહેર | ક્ષેત્રફળ ચોરસ માઇલ | વસ્તી | પ્રાંતોના વડાના વાર્ષિક પગાર રૂા. |
|---|---|---|---|---|
| **ઇલાકેદારસરકાર** | | | | ગવર્નરો |
| ૧ મુંબઇ | મુંબઇ | ૧,૨૩,૦૬૪ | ૧,૯૩,૩૮,૫૮૬ | ૧,૨૮,૦૦૦ |
| ૨ મદ્રાસ | મદ્રાસ | ૧,૪૧,૭૨૬ | ૪,૨૩,૨૨,૨૭૦ | ,, |
| ૩ બંગાળા | કલકત્તા | ૭૮,૪૧૨ | ૪,૬૬,૫૩,૧૭૭ | ,, |
| **પ્રાંતિક સરકાર** | | | | ગવર્નરો |
| ૧ સંયુકતપ્રાંત | અલ્હાબાદ | ૧,૦૭,૧૬૪ | ૪,૫૫,૯૩,૯૪૬ | ૧,૨૮,૦૦૦ |
| ૨ પંજાબ | લાહોર | ૯૭,૨૦૯ | ૨,૦૬,૭૮,૩૯૩ | ૧,૦૦,૦૦૦ |
| ૩ બિહારઓરીસા | પટના | ૮૩,૨૦૫ | ૩,૩૯,૯૮,૭૭૮ | ,, |
| ૪ મધ્યપ્રાંતો અને વરાડ | નાગપુર | ૧,૦૦,૩૪૫ | ૧,૩૯,૦૮,૫૧૪ | ૭૨,૦૦૦ |
| ૫ આસામ | સિલ્હટ | ૫૨,૯૫૯ | ૭૫,૯૮,૮૬૧ | ૬૬,૦૦૦ |
| ૬ બ્રહ્મદેશ | રંગુન | ૨,૩૬,૭૩૮ | ૧,૩૨,૦૫,૫૬૪ | |
| **પ્રાંતિકહકૂમતો** | | | | ચીફકમિશનર |
| ૧ દિલ્હી | દિલ્હી | ૭,૩૭૩ | ૪,૮૬,૭૪૧ | |
| ૨ અજમેર મેરવાડા | અજમેર | ૨,૭૧૧ | ૪,૯૫,૮૯૯ | |
| ૩ કુર્ગ | મેરકારા | ૧,૫૮૨ | ૧,૬૪,૪૫૯ | |
| ૪ બલુચીસ્થાન | ક્વેટા | ૪૫,૮૦૪ | ૪,૨૧,૬૭૯ | |
| ૫ વાયવ્ય સરહદના પ્રાંતો | પેશાવર | ૧૬,૪૬૬ | ૨૨,૪૭,૬૯૬ | |
| ૬ આંદામાન | પોર્ટબ્લેર | ૩,૧૪૩ | ૨૬,૮૩૩ | |
| | | ૧૦,૯૭,૯૦૧ | ૨૪,૭૧,૭૦૩૯૬ | |

| પ્રધાનોની સંખ્યા | કારોબારી સભાના સભ્યો | | વડી ધારાસભામાં ચૂંટાયલા સભ્યો | રાજ્યસભામાં ચૂંટાયલા સભ્યોની સંખ્યા | પ્રાંતિક ધારાસભાના સભ્યોની સંખ્યા | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | સંખ્યા | વાર્ષિક પગાર રૂ. | | | ચૂંટાયલા | નીમાયલા: સરકારી | નીમાયલા: બીન સરકારી | કુલ |
| ૩ | ૪ | ૬૪,૦૦૦ | ૧૬ | ૬ | ૮૬ | ૨૦ | ૫ | ૧૧૧ |
| ,, | ,, | ,, | ૧૬ | ૫ | ૯૮ | ૨૩ | ૬ | ૧૨૭ |
| ,, | ,, | ,, | ૧૭ | ૬ | ૧૧૩ | ૨૦ | ૬ | ૧૩૯ |
| ૨ | ૨ | ૬૪,૦૦૦ | ૧૬ | ૫ | ૧૦૦ | ૧૮ | ૫ | ૧૨૩ |
| ,, | ૨ | ૬૦,૦૦૦ | ૧૨ | ૩ | ૭૧ | ૧૬ | ૬ | ૯૩ |
| ,, | ૩ | ,, | ૧૨ | ૪ | ૭૬ | ૨૦ | ૭ | ૧૦૩ |
| ,, | ૨ | ૪૮,૦૦૦ | ૬ | ૧ | ૫૪ | ૧૦ | ૬ | ૭૦ |
| ,, | ૨ | ૪૨,૦૦૦ | ૪ | ૧ | ૩૯ | ૯ | ૬ | ૫૩ |
| | | | ૪ | ૨ | | | | ૧૦૩ |
| | | | ૧૦૩ | ૩૩ | | | | |

## ૧ પ્રાંતોના વિભાગ.

ગવનર જનરલ રાજકીય બાબતમાં હિન્દનો વડો અધિકારી છે. તેના ફરમાન મુજબ દરેક અધિકારીઓ ૧૯૧૯ પહેલાં વર્તતા હતા. ૧૯૧૯ના મોન્ટ-ફોર્ડ સુધારાને લીધે ગવર્નર જનરલના હસ્તક બ્રિટિશ હિન્દનો વહીવટ કરવાનું કામ ઓછું થયું છે. બ્રિટિશ હિન્દને ૧૫ વિભાગમાં વહેંચી નાંખવામાં આવ્યું છે. કેટલાક વિભાગને ઇલાકેદાર સરકાર ( Presidences ), કેટલાકને પ્રાન્તિક સરકાર (Provinces) અને કેટલાક પ્રાન્તિક હકુમતો ( Administrations ) કહેવામાં આવે છે. આ વિભાગોના વડા અધિકારીઓ ખરી રીતે રાજ્યવહીવટ ચલાવે છે. વાઇસરોય ફક્ત તેઓના વહીવટપર દેખરેખ રાખે છે. સૂચનાઓ અને હુકમો કાઢી કેવી રીતે વહીવટ ચલાવવો તે તેઓને જણાવે છે, અને તેમના કારભાર પર કાબુ ધરાવે છે. પહેલી પંક્તિનો વહીવટ કરનાર ઇલાકેદાર સરકારો છે. તે મુંબઇ, મદ્રાસ અને બંગાળાની સરકાર છે બીજા દરજ્જાની સંયુક્ત પ્રાંતો, પંજાબ, બિહાર અને ઓરીસા, મધ્ય પ્રાંત અને વરાડ, આસામ અને બ્રહ્મદેશની સ્થાનિક સરકારને પ્રાન્તિક સરકાર કહે છે. બાકીના છ પ્રાંતો દિલ્હી, અજમેર અને મેરવાડા, કુર્ગ, બ્રિટિશ બલુચીસ્થાન, વાયવ્ય સરહદનો પ્રાન્ત, અને અંદામાનના ટાપુઓ ઉપર ગવર્નર જનરલે નીમેલા અધિકારીઓ વહીવટ ચલાવે છે, માટે તે પ્રાન્તોને પ્રાન્તિક હકુમત ( Administrations ) કહે છે. ત્રણ ઇલાકાપર વહીવટ કરનાર પ્રથમથી ગવર્નરો હતા. (૨) સંયુક્ત પ્રાન્તો, પંજાબ, બિહાર અને ઓરીસા અને બ્રહ્મદેશપર લેફટેનન્ટ ગવર્નર નીમાતા હતા (૩) મધ્ય પ્રાન્તો અને આસામ એ બે પ્રાન્તો ચીફ કમીશનરની સત્તા નીચે હતા, પણ નવા સુધારાને અનુસરી ત્રણ ઇલાકા અને બીજા દરજ્જાના છ પ્રાન્તો ગવર્નરોના વહીવટ નીચે મૂકવામાં આવ્યા છે. આ પ્રાન્તોને

ધારાસભા ( Legislative Council ) તથા કારોબારી સભા આપવામાં આવી છે, તેમજ કેટલાંક ખાતાં પ્રધાનોને સોંપવામાં આવ્યાં છે. આથી આ પ્રાન્તોને મોટા પ્રાન્તો ( Major Provinces ) કહે છે. બાકીના છ પ્રાન્તોપર ચીફ કમીશનર અને એજન્ટો નીમવામાં આવ્યા છે. તે પ્રાન્તો નાના પ્રાન્તો (Minor Provinces) કહેવાય છે. તે પ્રાન્તોને કુર્ગ સિવાય ધારાસભા અથવા કારોબારી સભા આપવામાં આવી નથી.

## ૨ ઇલાકા અને બીજા પ્રાન્તોના ગવર્નરો અને ચીફ કમીશનરો.

ઇલાકાના ગવર્નરો કંપની સરકારના વખતમાં એક બીજાથી સ્વતંત્ર હતા. તેઓને પછી ગવર્નર જનરલની સત્તા નીચે મૂકવામાં આવ્યા હતા. તેઓને કારોબારી અને ધારાસભાઓ સોંપવામાં આવી હતી. આ કારણથી ઇલાકાના ગવર્નરોને પ્રથમથી હક્કોની પ્રાપ્તિ થઇ હતી. (૧) ઇલાકાના ગવર્નરોને હિન્દી વજીરની સલાહથી રાજા નીમે છે, જ્યારે બીજા પ્રાન્તોના ગવર્નરોને ગવર્નર જનરલની સાથે મસલત કરી રાજા નીમે છે. આ માટે ખાસ લેખીત નિયમ નથી. પણ બીજા પ્રાન્તોના પ્રથમના અધિકારીઓ ( લેફ્ટેનન્ટ ગવર્નરો વગેરે ) વાઇસરોયની સલાહથી નીમાતા હતા, તે રૂઢિ અત્યારે ગવર્નરોની નિમણુંકો કરતી વખતે ચાલુ રહી છે. (૨) ઇલાકાના ગવર્નરો ઇંગ્લેન્ડના જાહેરજીવનમાં સ્વતંત્ર રાજદ્વારી તરીકે પંકાયલા અથવા ઘણી વખત ઉમરાવ કુટુંબના હોય છે. બીજા પ્રાન્તોના ગવર્નરો તેવા હોતા નથી. તેઓ ઘણે ભાગે જુના (Senior) હિન્દી સનંદી નોકરોમાંથી (Indian Civil Service) નીમાય છે. લૉર્ડ સિંહા (સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહા) ને બિહાર અને ઓરિસાના ગવર્નર નીમવામાં આવ્યા હતા. આથી ઓછામાં ઓછા એક હિન્દીને ગવર્નરપદ આપવામાં

આવશે એવી આશા રાખવામાં આવી હતી, પણ તેમની પછીનો ગવર્નર હિન્દી ન આવ્યો, તેથી તે આશા ઉડી ગઇ. (૩) ઇલાકાના અને સંયુક્ત પ્રાન્તોના ગવર્નરોને બીજા ગવર્નરો કરતાં પગાર વધુ મળે છે. તે રકમ રૂ. ૧,૨૮૦૦૦ વાર્ષિક છે. (બીજાઓ માટે આ આ પ્રકરણની શરૂઆતમાં આપેલા ટેબલમાં જુઓ.) (૪) પ્રથમ પંક્તિના ગવર્નરો હિન્દી વજીરની સાથે સીધી રીતે પત્રવ્યવહાર કરી શકે છે અને પ્રસંગાનુસાર ગવર્નર જનરલના હુકમની વિરૂદ્ધ અપીલ પણ કરી શકે છે. જ્યારે દ્વિતીય પંક્તિના ગવર્નરોને ગવર્નર જનરલની મારફત હિન્દી વજીર સાથે પત્રવ્યવહાર કરવો પડે છે. (૫) પ્રથમ પંક્તિના ગવર્નરોને પોતાના હાથ નીચેના અધિકારીઓ નીમવાની ઘણી સ્વતંત્રતા છે તેમજ તેઓ પોતાના ઇલાકાની દેખરેખ અને સત્તાનો ઉપયોગ ઉદારતાથી કરે છે. (૬) ઇલાકામાં કાર્યવાહી સભામાં (Executive Council) ચાર સભાસદો અને ત્રણ પ્રધાનોની નિમણુંક થઇ છે, જ્યારે બીજા ગવર્નરોની કારોબારી સભામાં બે સભાસદો અને બે પ્રધાનો હોય છે. બિહાર અને ઓરિસાની કારોબારી સભામાં બેને બદલે ત્રણ સભાસદો છે.

આ રીતે ઇલાકાના ગવર્નરોને બીજા પ્રાંતોના ગવર્નરો કરતાં વિશેષ હક્ક છે, પણ રાજવહીવટની બાબતમાં નહિ જેવો તફાવત છે. તેઓ સઘળા પાંચ વર્ષ સુધી ગવર્નર તરીકે રહે છે.

વાયવ્ય સરહદના પ્રાંતના અને બલુચીસ્થાનના ચીફ કમીશનરો બીજા ચીફ કમીશનરો કરતાં કંઇક વધુ ઉંચા ગણાય છે, કારણ કે તે બંને પ્રાંતો સરહદ પર આવેલા હોવાથી અને પરરાજ્યોના હુમલા તે પ્રાંતો પર થતા હોવાથી તેઓ લશ્કરી અગત્યતા (Military Value) વિશેષ ધરાવે છે. તેઓની નિમણુંક વાઇસરોય કરે છે, અને તેના હુકમ પ્રમાણે તેમને ચાલવું પડે છે, તેઓને કારોબારી

સભા, ધારાસભા કે પ્રધાનો નથી. આથી તે પ્રાન્તો પર ગવર્નર જનરલની એક હથ્થુ સત્તા છે. ૧૯૨૩ માં કુર્ગને ધારાસભા આપવામાં આવી છે. તે સિવાયના બીજા પ્રાંતોને લગતા પ્રશ્નો વડી ધારાસભામાં ચર્ચાય છે.

## ૩ પ્રાંતિક સરકારમાં દાખલ થએલી જોખમદારી.

૧૯૧૯ પહેલાં સરકારનો વહીવટ પ્રજામતને જવાબદાર નહોતો. ધારાસભા ગમે તે ઠરાવ પસાર કરે પણ તેનો અમલ કરવો કારોબારી મંડળને હસ્તક રહેતો હતો. આ કારોબારી સભા ગવર્નરના એક હથ્થુ વહીવટ પર કાબુ રાખતી, પણ પ્રજામતને તે જોખમદાર નહોતી. ૧૯૧૯ માં મોન્ટફર્ડના સુધારાને અનુસરી વહીવટીમંડળમાં દ્વિમુખી ( Dyarchy ) કારભાર દાખલ કરવામાં આવ્યો. એક ભાગનો વહીવટ પ્રથમની માફક કારોબારી સભાને હસ્તક રાખવામાં આવ્યો અને બીજો વહીવટ પ્રજાએ ચુંટેલા પ્રતિનિધિઓમાંથી નીમેલા અમુક પ્રધાનોને સોંપવામાં આવ્યો છે. આ રીતે સ્થાનિક સરકારમાં નોકરશાહી અર્ધી રહી અને અર્ધું પ્રજાકીય તત્ત્વ દાખલ થયું છે. કારોબારી સભા હિન્દી સરકારને એટલે બ્રિટિશ પાર્લામેન્ટને જવાબદાર રહે છે. સ્થાનિક સરકારની બે જાતની જોખમદારી અને વહીવટને દ્વિમુખી વહીવટ ( Dyarchy ) કહે છે. આ રીતે ક્રમે ક્રમે હિન્દને સ્વરાજ આપવાનું મંગળાચરણ થયું છે. એક વખતે સંપૂર્ણ સ્વરાજ મળવું અશક્ય છે. હિન્દી પ્રજા આ દ્વિમુખી વહીવટથી સંતોષ પામી નથી, તે પ્રાંતોને સંપૂર્ણ જોખમદારી રાજ્ય મળે અને વડી સરકારનાં પરદેશ સાથેનો સંબંધ વગેરે ખાતાં સરકાર પોતાને તાબે રાખી, બીજાં ખાતાં પ્રજાને જોખમદાર રહે તેવું માગે છે. એ માટે તપાસ કરવા મુડીમેન કમિટી નીમાઇ હતી પણ વધુમતિની ભલામણોમાં પ્રજામતનો પડઘો પડયો હોય એવું જણાતું નથી. નિયમ મુજબ

હિન્દે રાજકીય બાબતોમાં શી પ્રગતિ કરી તે તપાસવા દર દશવર્ષે રૅાયલ કમીશન નીમાનાર હોય છે અને તે કમીશન શા હક્કો વધુ બક્ષે છે તે જોવાનું છે.

## ૪ સ્વાયત્ત (Reserved Subjects) અને સોંપાયલાં (Transferred Subjects) ખાતાં.

આપણે જોઇ ગયા કે પ્રાંતિક વહીવટનો કેટલોક ભાગ બ્રિટિશ સરકારને તાબે છે, આ ભાગ સ્વાયત્ત (Reserved) કહેવાય છે અને બીજો કેટલોક ભાગ પ્રજાને સોંપાયલો છે જે (Transferred) પ્રજાકીય સત્તા નીચે છે. સ્વાયત્ત ખાતાંનો કારભાર કારોબારી સભ્યો કરે છે અને સોંપાયલાં ખાતાંનો વહીવટ ધારાસભાના ચુટાયલા સભ્યોમાંથી નીમાયલા પ્રધાનો (Ministers) ને હસ્તક છે.

દરેક પ્રાંતમાં સ્વાયત્ત અને સોંપાયલા ખાતાં એક સરખાં હોતાં નથી. મુંબઇ ઇલાકામાં જંગલ ખાતું સોંપાયલું ખાતું છે જ્યારે બીજા પ્રાંતોમાં તે સ્વાયત્ત ખાતુ છે. આસામમાં આબકારી ખાતું સ્વાયત્ત છે, જ્યારે બીજા પ્રાંતોમાં તે સોંપાયલુ છે. તેમજ આખા ખાતાં સંપૂર્ણ સોંપાયલાં હોતાં નથી, તેનો કેટલોક ભાગ સ્વાયત્ત હોય છે અથવા વડી સરકારને તાબે હોય છે. કેળવણી સોંપાયલું ખાતું છે, પણ નવી સ્થાપેલી યુનિવર્સીટીઓ અને યુરોપીયન તથા એંગ્લો ઇન્ડીઅનોને લગતા કેળવણી ખાતાનો વહીવટ વડી સરકારને તાબે છે.

સામાન્ય રીતે હિન્દીઓને જે ખાતાંને લગતા વહીવટનો પાકો અનુભવ હોય છે તે ખાતાં જેવાં કે કેળવણી, મ્યુનિસિપાલીટી અને લોકલબોર્ડો, વૈદ્યકીય અને આરોગ્યખાતું, ખેતીવાડી, સહકારી મંડળો અને હુન્નર ઉદ્યોગની ખીલવણી વગેરે ખાતાં સોંપાયલાં ખાતાં

છે; જ્યારે જમીન મહેસુલ, દિવાની, ફોજદારી ન્યાય જેલ, પોલિસ, મીલીટરી, સ્ટેમ્પ, ઇરિગેશન, નાણાંનો વહીવટ, અને સનંદી નોકરીઓ વગેરે ખાતાં સ્વાયત્ત છે. ઉપરના ખાતાં ઉપરાંત બીજું કોઇપણ ખાતું સ્વાયત્ત કે સોંપાયલું છે, તે માટે શંકા ઉઠે તો તેનો નિર્ણય ગવર્નર કરે છે.

## ૫ પ્રાંતિક સરકારનો વહીવટ કરનારાઓ (અથવા કારોબારી મંડળનું બંધારણ).

### (૧) કારોબારી સભ્યો.

પ્રાંતિક સરકારનો વહીવટ **ગવર્નરો** ઉપરાંત કારોબારી સભાના **સભ્યો** અને **પ્રધાનો** કરે છે. દરેક પ્રાંતમાં કારોબારી સભાના સભ્યોની સંખ્યા એક સરખી નથી; પણ તે સભ્યો ચાર કરતાં વધવા નજ જોઇએ. ઇલાકાની કારોબારી સભામાં ચાર સભ્યો છે, બિહાર અને ઓરીસાની કાર્યવાહી સભામાં ત્રણ સભ્યો છે, જ્યારે ગવર્નરના તાબાના બીજા પ્રાંતોમાં ફકત બે હોય છે. આ સભ્યોમાં હિન્દી સનંદી નોકર તરીકે નોકરી કરી હોય તેવો એક ઓછામાં ઓછો હોય છે. બીનઅધિકારી અને જાહેરજીવનના અનુભવી હિન્દી સભાસદોની સંખ્યા કુલ સભ્યોની અર્ધોઅર્ધ હોય છે. આથી કારોબારી સભામાં જેટલા યુરોપીયનો હોય છે તેટલા હિન્દીઓ હોય છે. તેઓને હિન્દી વજીરની સલાહથી સમ્રાટ નીમે છે, અને તેઓ પાંચ વર્ષ સુધી તે પદ પર રહે છે. તેઓ પ્રાંતના સ્વાયત્ત ખાતાંનો (Reserved Subjects) વહીવટ કરે છે.

### (૨) પ્રધાનો:—

કારોબારી સભ્યો ઉપરાંત પ્રધાનો પ્રાંતિક સરકારનો વહીવટ કરે છે. તેમની સંખ્યા નક્કી નથી. ઇલાકામાં ત્રણ અને બીજા પ્રાંતોમાં

બે પ્રધાનો હોય છે. ગવર્નર ધારાસભાના ચુટાયેલા સભાસદોમાંથી પ્રધાનોને નીમે છે અને પોતાની મરજી અનુસાર દૂર કરી શકે છે. તેઓ સામાન્ય રીતે ત્રણ વર્ષ સુધી રહે છે અને સોંપાયલાં ખાતાંનો વહીવટ કરે છે. તેમનો દરજ્જો અને પ્રતિષ્ઠા કારોબારી સભાના સભાસદ જેટલોજ છે. તેમજ પગાર પણ તેમના જેટલોજ હોય છે; પણ પ્રાંતિક ધારાસભા તેમના પગારમાં ઘટાડો કરી શકે છે.

આ પ્રમાણે મુંબઇ સરકારનાં ખાતાંનો વહીવટ નીચે જણાવેલા સભાસદો ચલાવે છે.

**अ કારોબારી સભાસદો.**

(૧) મહેસુલ ખાતાનો સભાસદ (Revenue Member)

(૨) સ્થાનિક ખાતાનો સભાસદ (Home Member)

(૩) સામાન્ય ખાતાનો સભાસદ (General Member)

(૪) નાણાં ખાતાનો સભાસદ (Finance Member)

**ब. પ્રધાનો**

(૧) સ્થાનિક સ્વરાજ્ય ખાતાનો પ્રધાન ( Minister of Local Self-Government, મ્યુનિસિપાલીટી અને લોકલબોર્ડ )

(૨) જંગલ અને આબકારી ખાતાનો પ્રધાન (Minister of Forest and Excise: ખેતીવાડી, સહકારી મંડળો, રજીસ્ટ્રેશન જંગલ અને આબકારી ખાતાં)

(૩) કેળવણી ખાતાનો પ્રધાન (Minister of Education) કેળવણી, વૈદ્યકીય અને આરોગ્ય, ઉદ્યોગ વગેરે.

**પ્રધાનોનો ગવર્નર અને પ્રાંતિક ધારાસભા સાથે સંબંધ.**

**(૧) ગવર્નર સાથે સંબંધ.**

ઉપર જણાવ્યા પ્રમાણે પ્રાંતિક ધારાસભામાંથી ચુંટાયલા સભાસદોમાંથી પ્રધાનોની નિમણુંક થાય છે; તેથી તેઓ બીન

સરકારી અધિકારીઓ છે, પણ તેઓને સોંપાયલા વહીવટની પ્રગતિનો આધાર ગવર્નર અને તેમના સહકાર્ય તથા ધારાસભાના ટેકાપર છે. ગવર્નર પોતાના રાજકીય અને અધિકારી તરીકેના અનુભવથી પ્રધાનોને દોરે છે. પ્રધાનો પ્રજાના વિચાર શા છે તે ગવર્નરોને જણાવે છે. પ્રધાનો કારોબારી સભાના સભ્યો નથી, તેથી સ્વાયત્ત ખાતાંઓ (Reserved subjects) સંબંધી ગર્વનરે તેમની સલાહ લેવી જોઇએ એવું નથી. પ્રધાનની વહીવટની પદ્ધતિ ગવર્નરને યોગ્ય ન લાગે અથવા પ્રધાનના ગંભીર વર્તન માટે, ગવર્નરને યોગ્ય લાગે તે પ્રમાણે વર્તવાની સત્તા આપવામાં આવી છે. જો પ્રધાન ગવર્નરની સાથે કોઇ વખત એક વિચારનો નથી થતો તો તે રાજીનામુ આપે છે અથવા ગવર્નર તેને પ્રધાનના પદ પરથી દૂર કરે છે. તેની જગ્યાએ ગવર્નર બીજા પ્રધાનને નીમે છે. જો નવા પ્રધાનને ગવર્નર સાથે મતભેદ પડે છે, અને તે પ્રધાનને ધારાસભાનો ટેકો હોય છે, તે ઉપરાંત કોઇ સભ્ય પ્રધાન પદે આવી ગવર્નરની મરજી પ્રમાણે વર્તવાનું સ્વીકારતો નથી, અથવા બીજા પ્રધાનો એક સાથે રાજીનામુ આપે છે, ત્યારે ગવર્નર ધારાસભા બરખાસ્ત કરે છે. ગવર્નર આ બાબતના સર્ટિફીકેટની નકલ ગવર્નર જનરલને મોકલી આપે છે અને નવા પ્રધાનો નીમાતા સુધી તે ખાતાં પોતાને હસ્તક રાખે છે. જો નવી ધારાસભામાં જૂનાજ સભ્યો આવ્યા અને પ્રથમનાજ પ્રધાનોને સ્વીકારવા ફરજ પાડવામાં આવે, તો ગવર્નરને તાબે થયા વિના છુટકો થતો નથી. પછી ગવર્નર સામાન્ય રીતે પ્રધાનોને તેમની મરજી પ્રમાણે વર્તવા દે છે.

## ૪ પ્રધાનોની ધારાસભાને જવાબદારી.

પ્રધાનો ધારાસભાના ચુંટાયલા સભાસદોમાંથી નીમાય છે એટલે તેઓ તેને જવાબદાર રહે છે. કાયદો એવું કહેતો નથી કે

તેઓ ધારાસભાને જવાબદાર હોવા જોઇએ. તેમને સોંપાયલાં ખાતાંઓનું ખર્ચ ધારાસભા મંજુર કરે તે પ્રમાણે થઇ શકે છે, અને તેમને પગાર પણ ધારાસભા મંજુર કરે તેટલો મળી શકે છે, આથી તેઓને ધારાસભાના વધુ મતો પર આધાર રાખવાનું હોય છે. આથી તેઓ ધારાસભાના વિશ્વાસપાત્ર અને તેના પર પોતાનો કાબુ ધરાવી તેને દોરી શકે તેવા હોવા જોઇએ. પ્રધાન પોતાના અધિકારનો ઉપયોગ બરોબર ન કરે અથવા પોતાના મતદારોની અભિલાષાઓને માન ન આપે તો બીજી ચુંટણી વખતે તેઓ તેને ચુટતા નથી. આથી તે પુનઃ પ્રધાન થઇ શકતો નથી. જો પ્રધાન ધારાસભાના વધુમતને માન નથી આપતો તો તેનો પગાર ઘટાડી ઠપકાની લાગણી અથવા તે પોતાનો વિશ્વાસપાત્ર નથી એવુ જાહેર કરવામાં આવે છે; આથી તેને પોતાના પદનું રાજીનામુ આપવું પડે છે.

## क પ્રધાનોની સ્થિતિઃ—( Position of Ministers. )

૧૯૧૯ના સુધારાનો સારામાં સારો અને લાભદાયી અંશ હિન્દી પ્રજાને જે કંઇ મળ્યો હોય તે પ્રધાનોની નિમણુકો છે. ઈંગ્લેન્ડમાં જે પાર્ટી ગવર્નમેન્ટ છે, તેનો કંઇક ખ્યાલ પ્રધાનોના વહીવટથી આવે છે. સોંપાયલાં ખાતાંના વહીવટ પર કાબુ ધરાવવાની ધારાસભાની મર્યાદિત સત્તા તથા સ્વાયત્ત ખાતાંના વહીવટ પર પ્રજાકીય મતના અવાજની છાપ પાડવાની તકને લઇ યોગ્ય દિશામાં સતત પ્રયત્ન કરવામાં આવે, તો તે એટલી મજબુત થાય અને વધે કે, કોઇપણ પ્રધાનની સત્તા નથી કે તે ધારાસભાના વધુમતને ઠોકર મારી પોતાનો વહીવટ ચલાવી શકે, અને ગવર્નર પણ એવા પ્રધાનની નિમણુક ન કરી શકે કે જે ધારા સભાને માન્ય ન હોય. આનો યોગ્ય અમલ થાય તો સોંપાયલાં ખાતાં પ્રજાને જવાબદાર બન્યા વિના રહે નહિ. આ વહીવટ પર હિન્દને સંપૂર્ણ સ્વરાજ ( જવાબદાર

રાજ્યતંત્ર) સોંપવું કે નહિ તેની કસોટી થવાની છે, જેથી હવે પછીના સુધારા વખતે પ્રાન્તિક સ્વાયત્ત ખાતાં તથા વડી સરકારના વહીવટમાં જે ફક્ત ધારાસભા દ્વારા સલાહ આપવાની તથા પ્રજામતની છાપ પાડવાનીજ જુની રાજનીતિને વળગી રહેવામાં આવ્યું છે તેમાં, જવાબદાર રાજ્યતંત્રનો અંશ દાખલ થઇ શકે, એટલે કારોબારી સભા પ્રજામતને જવાબદાર થઇ શકે.

હાલમાં પ્રધાનોને પોતાને નીમનાર ગવર્નર અને પોતાના કામોને ટેકો આપનાર તથા પોતાનો પગાર મંજુર કરનાર ધારાસભાને તાબે રહેવું પડે છે. આ રીતે તેઓની સ્થિતિ કફોડી છે, કારણ કે એકી વખતે બે માલીકોને સંતોષવા પડે છે. જો પ્રધાનો ધારાસભાનો સંપૂર્ણ વિશ્વાસ ધરાવતા હોય, તો તેઓ પોતાને સોંપાયલાં ખાતાંમાં પ્રજાકીય સુધારા દાખલ કરી શકે.

## ૭ વહીવટ મંડળ (Executive in Action)નો કાર્યવાહ.

પ્રાન્તિક સરકારનો રાજવહીવટ કેટલાંક ખાતામાં વહેંચવામાં આવ્યો છે. તે ખાતાંના સ્વાયત્ત અને સોંપાયલાં એવા બે વિભાગ પાડવામાં આવ્યા છે. દરેક કારોબારી સભ્યને અથવા પ્રધાનને અમુક ખાતું અથવા ખાતાંનો વહીવટ સોંપવામાં આવ્યો છે. આ રીતે કારોબારી સભ્યો અને પ્રધાનો એ બન્ને વચ્ચે અર્ધોઅરધ રાજવહીવટ કરવામાં આવ્યો છે, તેઓ સ્વતંત્ર રીતે પોતાનાં ખાતાંનું સામાન્ય કામ કરે છે. કારોબારી સભાનો પ્રમુખ ગવર્નર છે અને તે તેની ગેરહાજરીમાં સભાના પ્રમુખ થવા માટે વાઇસ પ્રેસીડન્ટ નીમે છે. કારોબારી સભાનું સરળતાથી અને સગવડભર્યું કામકાજ થાય તે માટે કેટલાક કાયદા કાનુનો કરેલાં છે. તે કાયદા કાનુનોને અનુસરીને કરવામાં આવેલા કાયદા અને હુકમો તે પ્રાન્તિક સરકારના કાયદાઓ

અને હુકમો ગણાય છે. ગવર્નર, કારોબારી સભ્યો અને પ્રધાનો વચ્ચે કેવો સંબંધ રાખવો તે માટે કાયદા કાનુનો ઘડે છે.

પ્રધાનો કારોબારી સભાના સભ્ય નથી, અને તેથી સ્વાયત ખાતાં સંબંધી ગવર્નરે તેમની સલાહ લેવી જોઇએ એવું નથી. પણ ગવર્નર, સોંપાયલાં ખાતાંઓ સંબંધી કારોબારી સભાના સભાસદોની સલાહ લે છે, કારણ કે પ્રાંતના વહીવટ માટે ગવર્નર અને તેની કારોબારી સભા જવાબદાર છે. આથી પ્રધાનના કોઇ ગંભીર પગલાં માટે ગવર્નરને યોગ્ય લાગે તે પ્રમાણે વર્તવાની સત્તા છે.

પોતાને હસ્તકના ખાતાની સામાન્ય બાબતોનો નિર્ણય કારોબારી સભાનો સભ્ય પોતાની મેળે કરી લે છે અને હુકમો કાઢે છે. પણ જ્યારે કોઇ બાબતપર મત ભેદ ઉભો થાય છે ત્યારે તે બાબત ગવર્નરને મોકલવામાં આવે છે. ગવર્નર કારોબારી સભાની બેઠક બોલાવે છે, અને વધુમતિથી જે નિર્ણય આવે તે સ્વીકારવામાં આવે છે. જો બન્ને બાજુએ સરખા મત પડયા હોય તો ગવર્નરને એક વધુમત ( Casting Vote ) ગમે તે બાજુએ આપવાનો અધિકાર છે. જો તે સભાનો નિર્ણય પ્રાંતની સુખશાન્તિ અને ભલાને બાધકર્તા હોય તો ગવર્નર તેને ઉંચે મૂકવાની સત્તા ધરાવે છે. કારોબારી સભાએ કાઢેલા હુકમો, ગવર્નર અને તેની કૌન્સિલના નામથી બહાર પડે છે. ગવર્નર સામાન્ય રીતે પ્રધાનોના વહીવટમાં વચ્ચે પડતો નથી, કારણ કે તેઓ ધારાસભા તરફથી ચુંટાયેલા હોય છે અને ધારાસભાને જવાબદાર રહે છે. જ્યારે પ્રધાનનું કોઇપણ વર્તન પ્રાંતની સુખશાન્તિ અને ભલાને હરકત કર્તા હોય અથવા વડી સરકાર કે સ્વાયત્ત ખાતાંને બાધકર્તા હોય, ત્યારે ગવર્નર પ્રધાનોને તેમની ઇચ્છાનુસાર વર્તવા દેતો નથી. પ્રધાનોને તેમના કામમાં ઘણી સ્વતંત્રતા આપવામાં આવે છે. પણ પ્રધાનોએ કાઢેલા હુકમો વગેરે ગવર્નર અને પ્રધાનોના

નામથી કાઢવામાં આવે છે. The Government of Bombay (Transferred Department).

સ્થાનિક સરકારની રાજનીતિ કેવી રાખવી, અથવા ઘણી મહત્ત્વની બાબતોનો વિચાર કરવા માટે અથવા સામાન્ય હિતના પ્રશ્નોનો વિચાર કરવા માટે ગવર્નર, કારોબારી સભાના સભ્યો અને પ્રધાનોને એક સાથે મસલત કરવા બોલાવે છે. ગવર્નર તે વખતે પ્રમુખ સ્થાને બેસે છે. દરેક બાજુ બીજી બાજુને સલાહ આપે છે અને મદદ કરે છે, પણ એક બીજી પર સત્તા ધરાવતી નથી અથવા અટકાવ નાખી શકતી નથી. જે બાજુને હસ્તક તે પ્રશ્ન હોય તે બાજુનેજ છેવટના નિર્ણય માટે જવાબદાર ગણવામાં આવે છે.

આ ઉપરાંત દરેક ખાતાંવાર સેક્રેટરી હોય છે તે હિન્દી સનંદી નોકર ( I. C. S. ) હોય છે. તે ખાતાના પ્રધાન અથવા કૌન્સિલરને જવાબદાર રહે છે. તેમને મદદ કરનાર આસિસ્ટંટ સેક્રેટરી અને ઘણા કારકુનો હોય છે. આ સર્વેને સેક્રેટરીએટ કહે છે.

## ૮ પ્રાંતિક ધારાસભાઓઃ—

**મોન્ટફર્ડ** સુધારાને લઇ પ્રાન્તિક ધારાસભાઓમાં નીચેના ફેરફારો કરવામાં આવ્યા છેઃ-

(૧) ગવર્નર ધારાસભાનો પ્રમુખ હોતો નથી. પ્રથમ ચાર વર્ષને માટે જેને પાર્લામેન્ટના કામકાજની પદ્ધતિનું જ્ઞાન હોય તેવાને ગવર્નરે પ્રમુખ નીમ્યો હતો. મુંબઇની ધારાસભાના પ્રથમ પ્રમુખ સર **નારાયણ ગણેશ ચંદાવરકર** હતા. હાલમાં ધારાસભાએ સર **ઇબ્રાહીમ રહીમતુલ્લાને** પ્રમુખ તરીકે ચુટી કાઢ્યા છે.

(૨) ધારાસભાના બીજા અધિકારી ચૂંટાયલા સભ્યો ૭૦ ટકા હોય છે. બાકીના ત્રીસ ટકા સરકારે નીમેલા સભ્યો હોય છે. તેમાં

વીસ ટકા કરતાં વધુ સરકારી અધિકારીઓ હોતા નથી. આ પ્રમાણે ચુંટાયલા અધિકારીઓનું પ્રમાણ ઘણું વધારવામાં આવ્યું છે.

(૩) ધારાસભાના સભ્યોની સંખ્યા વધારવામાં આવી છે. પ્રતિનિધિઓની ચુંટણી સીધી રીતે થવા લાગી અને મતાધિકાર ઘણો વિસ્તૃત કરવામાં આવ્યો છે. આથી મતદારોની સંખ્યા વધી અને તેઓ સમજવા લાગ્યા કે દેશના રાજ્ય વહીવટમાં પોતાનો હિસ્સો છે.

(૪) કોમી પ્રતિનિધિત્વ કાયમ રાખ્યું છે. નાની અને પછાત કોમોનું ખાસ હિત સાચવવામાં આવ્યું છે. વેપારી મંડળો, યુનિવર્સીટી વગેરેને પણ પ્રતિનિધિ મોકલવાનો હક્ક ચાલુ રહ્યો છે.

(૫) ધારાસભાઓને સ્થાનિક બાબત પર વધુ હક્ક મળ્યો છે. સોંપાયલાં ખાતાંઓનો વહીવટ તેમને જવાબદાર થયો છે.

ઉપર જણાવ્યા મુજબની દરેક પ્રાંતને ધારાસભા મળી છે. દરેક પ્રાંતની ધારાસભાના સભ્યોની સંખ્યા એક સરખી નથી. બંગાળાની ધારાસભામાં ૧૨૫ (હાલ ૧૩૯) સભ્યો છે. આ મોટામાં મોટી સંખ્યા છે અને ઓછામાં ઓછા (૫૩) આસામની ધારાસભામાં છે. ઉપર જણાવ્યા મુજબ, ૭૦ ટકા ચુંટાયલા સભ્યો અને બાકીના ત્રીસ ટકા સરકારે નીમેલા સભ્યો હોય છે. તે નીમેલામાં ૨૦ ટકા કરતાં વધુ સરકારી અધિકારીઓ હોતા નથી. બાકીના બીન અધિકારીઓ, ધારાસભામાં જેઓનો મત રજુ ન થાય તેવી પછાત અને નાની કોમોમાંથી તથા વેપાર ઉદ્યોગવાળી સંસ્થાઓમાંથી, નીમાય છે. ધારાસભામાં કોઇ મુસદ્દો [ Bill ] દાખલ કરવામાં આવે ત્યારે તે મુસદ્દાને લગતા વિષયમાં ખાસ નિષ્ણાત અને અનુભવી હોય તેવા બે સભ્યોને તે બીલ પુરતા ગવર્નર નીમી શકે છે. આ બાબતમાં આસામમાં ફક્ત એકજ સભ્યને નીમવામાં આવે છે. ધારાસભાનો

આવરદા ત્રણ વર્ષનો છે, પણ ગવર્નરને તે સભા જણાવેલી મુદત પહેલાં વીખેરી નાંખવાની અથવા એક વર્ષ વધુ લંબાવવાની સત્તા છે. હવે ધારાસભા જાતેજ પોતાનો પ્રમુખ નીમે છે. ડેપ્યુટી પ્રમુખ પણ ચુંટાય છે. ધારાસભાના સભ્યને એમ. એલ. સી. (Member of the Legislative Council) કહેવામાં આવે છે. ચુંટાયલા સભ્યોમાંથી ગવર્નર પ્રધાનો નીમે છે.

## ૯ મુંબઇની ધારાસભા.

મુંબઇની ધારાસભાના સભ્યોની સંખ્યા ૧૧૧ છે. ત્રણ પ્રધાનો સાથે ૮૬ ચુંટાયલા સભ્યો છે. ૧૬ અધિકારીઓ, ચાર કારોબારી સભાના સભાસદો, અને પાંચ બીન અધિકારીઓને સરકાર નીમે છે.

ચુંટણીઃ—

સામાન્ય પ્રતિનિધિત્વમાં મુંબઇ (૬) અને પુના, અમદાવાદ, કરાંચી, સુરત અને સોલાપુર દરેકમાંથી એક મળી ૧૧ સભ્યો મોટાં શહેરોમાંથી ચુંટાય છે. અને ૩૫ જુદા જુદા જીલ્લાઓમાંથી ચુંટાય છે. મુસલમાન કોમ તરફથી શહેરોમાંથી ૫ અને જીલ્લાઓમાંથી ૨૨ તથા બે યુરોપીયન પ્રતિનિધિ મળી કુલ ૨૯ કોમી પ્રતિનિધિત્વમાંથી આવે છે.

વેપારી મંડળો તરફથી સાત, જમીનદારો તરફથી ત્રણ અને મુંબઇ યુનિવર્સીટી તરફથી ૧ મળી કુલ ૧૧ સભ્યો ખાસ મંડળો તરફથી ચુંટાય છે.

નીમાયલા બીન સરકારી સભ્યોમાં, એંગ્લો ઇન્ડીઅન વર્ગ, હિન્દી ખ્રીસ્તીઓ, મજુર વર્ગ, અત્યંજ વર્ગ, અને રૂનો વેપારી વર્ગ, એ દરેકમાંથી એક એક મળી પાંચ હોય છે.

## ૧૦ મતાધિકાર અને પ્રતિનિધિની લાયકાત.

મતદાર, પુરૂષ, બ્રિટિશ રૈયત, ડાહ્યો અને ૨૧ વર્ષની ઉમ્મરનો હોવો જોઇએ. સ્ત્રીઓને મતાધિકાર આપવાના નિર્ણય કરવાનું કામ પ્રાન્તની ધારાસભાને સુંપરત કરવામાં આવ્યું છે. જે મતદારને ફોજદારી ગુન્હા માટે છ માસની કેદ થઇ હોય તો તે મતાધિકારમાંથી પાંચ વર્ષ માટે બીનલાયક થાય છે. મતાધિકારમાં સામાન્ય રીતે (કોમી) રહેઠાણુ, જમીન, મહેસુલ આપનાર મ્યુનિસિપાલીટીવાળાં ગામોમાં ઘર ભાડુ ભરનાર, આવક વેરો આપનાર, જમીનદાર અથવા ઇનામદાર, વેપારી મંડળોના સભ્ય અને ઉચ્ચ કેળવણી લેનારની લાયકાત ગણવામાં આવે છે. મુંબઇની ધારાસભા માટેના મતદારોની લાયકાત નીચે મુજબ છે.

### સામાન્ય મતદારો.

(अ) શહેર વિભાગ. (૧) ચૂંટણી થતા પહેલાં છ માસથી મતદાર તે વિભાગમાં રહેતો હોવો જોઇએ. (૨) મુંબઇ શહેરમાં રહેનાર વાર્ષિક ભાડુ રૂ. ૧૨૦) આપતો હોવો જોઇએ. (૩) કરાંચીમાં વસનાર વાર્ષિક ભાડુ રૂ. ૬૦) આપતો હોવો જોઇએ. (૪) બીજા શહેરોમાં તે વાર્ષિક ભાડુ રૂ. ૩૬) આપતો હોવો જોઇએ. (૫) તે આવક વેરો આપતો હોવો જોઇએ.

(ब) ગામડાં વિભાગઃ-(૧) ચુંટણી થતા પહેલાં છ માસથી ત્યાં રહેતો હોવો જોઇએ. (૨) રત્નાગીરી, પંચમહાલ અને ઉત્તરસિંધની સરહદના જીલ્લામાં રૂ. ૧૬) અને બીજા જીલ્લાઓમાં રૂ. ૩૨) જમીન મહેસુલ આપતો હોવો જોઇએ. (૩) મ્યુનિસિપાલીટીવાળાં ગામોમાં વાર્ષિક ભાડુ રૂ. ૩૬ આપતો હોય (રત્નાગીરી અને પંચમહાલમાં રૂ. ૨૪) અને (૪) જે આવક વેરો આપતો હોય, તેઓને મતાધિકાર આપવામાં આવ્યો છે.

### ખાસ મંડળોના મતદારો.

(अ) જે મુંબઇ યુનિવર્સિટીનો ફેલો હોય અથવા સાત વર્ષ પહેલાંનો રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટ હોય,

(ब) વેપારી મંડળનો સભ્ય હોય,

(क) જેઓ પહેલા કે બીજા વર્ગના સરદાર, ઇનામદાર કે જાગીરદાર હોય અને ચુંટણી પહેલાનાં ત્રણ વર્ષોમાં દર વર્ષે રૂ. ૧૦૦૦) જમીન મહેસુલ આપતા હોય,

આ સર્વેને મતાધિકાર આપવામાં આવ્યો છે.

### પ્રતિનિધિની લાયકાત.

તે મતદાર હોવો જોઇએ. ૨૫ વર્ષની ઉમ્મરનો હોય. નાદારી ના લીધી હોય, બ્રિટિશ રૈયત અને પુરૂષ હોય અને વકીલાતમાંથી દૂર ન કર્યો હોય તે ધારાસભાના સભ્ય થવા ઉમેદવારી કરી શકે છે.

## ૧૧ પ્રાન્તિક ધારાસભાની સત્તા અને મર્યાદા.

પ્રાન્તિક ધારાસભાઓ મૉન્ટફર્ડ સુધારાનો અમલ શરૂ થતા પહેલાં ફક્ત સલાહ આપવાનું કામ કરતી હતી. પણ નવા સુધારાથી સ્થાનિક સરકારનાં કેટલાંક ખાતાં ધારાસભાને જવાબદાર રહેવા લાગ્યાં.

**(अ) ધારાસભાની સત્તા** (૧) પ્રાન્તમાં સારો વહીવટ સ્થપાય અને શાન્તિ જળવાય એવા કાયદા ઘડવાની સત્તા મળી. (૨) કોઇ પણ સભ્ય સરકાર પાસેથી અગત્યની બાબતો વિષે માહિતી મેળવવા માટે સવાલો અને વધુના સવાલો (Supplementry questions) પૂછી શકે છે. (૩) જાહેર હિતની બાબતોને લગતા ઠરાવ મૂકી શકે છે. (૪) પ્રતિ વર્ષે (બજેટ) અંદાજપત્ર રજુ કરવામાં આવે છે તે

વખતે તે પર ચર્ચા કરવાની છૂટ છે, અને તેના પર મત આપવાનો અધિકાર છે. ધારાસભા ખર્ચની કેટલીક ગ્રાંટોમાં ઘટાડો કરી શકે છે અથવા નામંજુર પણ કરે છે, પણ ગવર્નરને ઘટાડેલી કે નામંજુર કરેલી ગ્રાંટ ચાલુ રાખવાની સત્તા છે. આ પ્રમાણે કેટલીક બાબતોમાં સરકારના ખર્ચ પર ધારાસભા કાબુ ધરાવે છે. (૫) પણ સોંપાયલાં ખાતાંના ખર્ચપર તેઓ સંપૂર્ણ સત્તા ધરાવે છે.

કોઇ તાત્કાલિક મહત્ત્વના સવાલ ઉપર ચર્ચા કરી સરકારનું લક્ષ ખેંચવા માટે કોઇપણ સભાસદ સભાનું ચાલતું કામકાજ મુલતવી રાખવાની દરખાસ્ત લાવી શકે છે.

## ૪ ધારાસભાની મર્યાદા.

ગવર્નર જનરલની પ્રથમથી મેળવવામાં આવેલી મંજુરી સિવાય ધર્મ, હિન્દનું જાહેર દેવું અથવા મહેસુલ બ્રિટિશ લશ્કર અથવા નૌકાસૈન્ય અને વડી સરકારના હસ્તકનાં ખાતાંને લગતા કાયદા વિષે પ્રાન્તિક ધારાસભામાં કંઇપણ વિચાર થઇ શકતો નથી. સ્થાનિક ધારાસભાને પાર્લામેન્ટના કાયદાની કાનુનોને હરકતકર્તા હોય તેવા ધારા કરવાથી અલગ રાખવામાં આવે છે. તેઓ બીજા પ્રાન્તને લગતા ઠરાવો વા ધારા લાવી શકતા નથી; આથી તેઓને કરવાનું કામકાજ ફકત પોતાના પ્રાન્તનેજ લગતું હોય છે.

## ૧૧ ગવર્નરની પોતાની સ્થાનિક ધારાસભા પર સત્તા

ગવર્નર પ્રાંતિક વહીવટમાં સર્વોપરી સત્તા ધરાવે છે, તેથી દરેક ધારા તેની મંજુરીથી પસાર કરવામાં આવે છે. તેની મંજુરી માટે આવેલા મુસદ્દા તે પસાર કરે છે અથવા નામંજુર કરે છે, તેના પર ફરીથી વિચાર કરવા ધારાસભામાં પાછા મોકલે છે, અથવા

ગવર્નર જનરલની મંજુરી પર પસાર કરવાનું મુલતવી રાખે છે. જો પ્રાંતની સુખશાંતિ અને હિતને હરકતકર્તા કોઇ બીલ હોય તો તે ગવર્નર મંજુર કરતો નથી. વળી પ્રાંતિક સરકારે જે ખરડા પ્રમાણે બીલ પસાર કરવાની ભલામણ કરી હોય તે પ્રમાણે ધારાસભા જો બીલ પસાર ન કરે, તો ગવર્નર પોતાની જોખમદારી પર સર્ટીફીકેટ આપી બીલ પસાર કરે છે અને તે બીલ ધારાસભાની નામંજુરી હોવા છતાં પસાર થઇ કાયદો ગણાય છે પણ તે રીતે પસાર થએલા કાયદાની નકલ રાજાની સહી થવા ગવર્નર જનરલ પર મોકલે છે. ગવર્નર વળી કોઇ પણ બીલને પ્રાંતની સુખશાન્તિ અને ભલાને હરકતકર્તા જણાવી ગમે તે પ્રસંગે સર્ટીફીકેટ આપી આગળ વધતુ અટકાવી શકે છે. ગવર્નર ધારાસભાનો પ્રમુખ હોતો નથી, પણ તે ધારાસભામાં ભાષણ આપી શકે છે.

## ૧૨ સ્થાનિક ધારાસભામાં કાયદા પસાર કરવાનો વિધિ.

કોઇ પણ મુસદ્દાને કાયદા તરીકે પસાર થવા માટે નીચેના વિધિની જરૂર પડે છે.

(૧) મુસદ્દો (Bill) ધારાસભામાં દાખલ કરવા માટે પરવાનગી માગવી પડે છે. દાખલ થયા બાદ તેનાં કારણો અને હેતુઓ સહિત ગેઝેટમાં પ્રજાની જાણ ખાતર અને ચર્ચા માટે પ્રાંતની દરેક ભાષાઓમાં પ્રસિદ્ધ થાય છે.

(૨) પહેલુ વાંચન.

મુસદ્દો પ્રસિદ્ધ થયા બાદ અમુક મુદત પછી પ્રથમ વાંચન માટે રજુ થાય છે. તે વખતે તેની સામાન્ય કલમો પર ચર્ચા થાય છે, અને જો તે બીલ આગળ વિચાર ચલાવવા માટે નામંજુર થાય છે તો ત્યાંથીજ તે પડતું મુકવામાં આવે છે.

(૩) જો તે વિચાર માટે હાથમાં લેવામાં આવે છે, તો સીલેક્ટ કમિટીને સોંપવામાં આવે છે.

(૪) સીલેક્ટ કમિટી તે મુસદ્દાની વિગતોમાં ઉતરી દરેક કલમ પર ચર્ચા કરે છે. તે કમિટી તેમાં જે જે સુધારા અથવા ફેરફાર કરવાના હોય તેનાં કારણો આપી રિપોર્ટ તૈયાર કરે છે. તે રિપોર્ટ છપાવી ધારાસભાના સભાસદોને પૂરો પાડવામાં આવે છે.

(૫) બીજું વાંચનઃ-બીજા વાંચન માટે ધારાસભામાં તે ખરડો હાથમાં લેવામાં આવે છે. (૬) તે વખતે તે મુસદ્દાની કલમે કલમ ઉપર ચર્ચા થાય છે અને સુધારા રજુ કરવામાં આવે છે. આ રીતે સુધારા વધારા સાથેનો મુસદ્દો બીજા વાંચનમાંથી પસાર થાય છે.

(૭) ત્રીજું વાંચનઃ-જો મુસદ્દામાં કાંઇ પણ સુધારા સૂચવવાના ન હોય તો ત્રીજી વારના વાંચન માટે તેને ધારાસભામાં મૂકવામાં આવે છે. ( કેટલીક વખત બીજા વાંચનમાં તે મુસદ્દો પસાર થયો કે તરતજ ત્રીજા વાંચન માટે હાથમાં લેવામાં આવે છે. ) તે વખતે દરેક કલમ પર મત લેવામાં આવતો નથી. પણ આખા ખરડા પર મત લેવાય છે. જો તે ત્રીજા વાંચનમાં મંજુર થાય છે તો તે પસાર થયેલું ગણાય છે, અને પ્રેસિડેન્ટ તેના પર સહી કરે છે.

(૮) તે બીલ ગવર્નરની મંજુરી માટે મોકલવામાં આવે છે. ત્યાંથી આગળ ગવર્નર જનરલની મંજૂરી માટે મોકલવામાં આવે છે, અને તે ખરડા પર બન્નેની ( ગવર્નર અને ગવરર્નર જનરલની ) સહી થાય છે. એટલે તે મુસદ્દો મટી કાયદો થાય છે, અને પછી તે મુજબ અમલ થાય છે.

## ૧૩ સ્થાનિક સંરકારના વડા અધિકારીઓ

પ્રાંતિક સરકારના વહીવટને મદદ કરવા માટે હિન્દી સનંદી નોકરોમાંથી દરેક ખાતાંના સેક્રેટરીઓ નીમવામાં આવે છે અને

સેક્રેટરીએટની સ્થાપના પણ તે માટે થએલી છે, પણ દરેક ખાતાનો ઉપરી અમલદાર હોય છે. તે મોટા અમલદારો નીચે મુજબ છે. ડાયરેકટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રકશન, જે કેળવણી ખાતાનો વડો છે; ઇન્સ્પેકટર જનરલ ઑફ પોલીસ, જે દેશની અંદરના રક્ષણ માટે અને સુલેહશાન્તિ જાળવવા માટે રાખવામાં આવેલી પોલીસનો મોટો અધિકારી છે; ઇન્સ્પેકટર જનરલ ઑફ જેલ, જે પ્રાન્તની બધી જેલોની દેખરેખ રાખે છે; ચીફ જસ્ટીસ ઑફ હાઇ કોર્ટ જે પ્રાન્તના ન્યાય ખાતાનો વડો છે; એકાઉન્ટન્ટ જનરલ જે પ્રાન્તના ઉપજ ખર્ચનો હિસાબ રાખે છે; ઇન્સ્પેકટર જનરલ ઑફ રજીસ્ટ્રેશન, જે દસ્તાવેજ અને બીજા અગત્યના કાગળોની નોંધ કરવામાં આવે છે તેનો વડો છે; ડીરેકટર ઑફ એગ્રીકલ્ચર જે ખેતીવાડીના કામોને લગતા ખાતાનો વડો છે; ઇન્સ્પેકટર જનરલ ઑફ સીવીલ હોસ્પીટલ, જે દવાખાનાં અને વૈદક ખાતાનો વડો છે. સેનીટરી એન્જીનીયર જે પ્રાન્તના આરોગ્ય ખાતાનો ઉપરી અધિકારી છે; પ્રેસીડન્સી એન્જીનીઅર જે પ્રાન્તના બાંધકામ તથા ઇરીગેશન ખાતાનો વડો છે. આ ઉપરાંત બીજા ઘણા વડા અધિકારીઓ છે.

## ૧૪ ધારાસભાની બેઠક વગેરે.

જ્યારે ધારાસભા એક અથવા બે માસ સુધી બેસવાની ચાલુ રહે ત્યારે તેને બેઠક ( Sessions ) કહે છે. વર્ષમાં સામાન્ય રીતે ધારાસભાની આવી બેથી ચાર બેઠકો થાય છે. જ્યારે આ બેઠકનો અંત આવે છે ત્યારે તેને વગર તારીખ જણાવે બંધ રહી કહે છે. જ્યારે એક દિવસની મીટીંગ બીજા દિવસ પર રાખવામાં આવે છે, ત્યારે તેને મુલતવી રાખવાનું ( Adjournment ) કહે છે. જ્યારે નવી ચુંટણી માટે ધારાસભાને બરખાસ્ત કરવામાં આવે છે, ત્યારે તેને વિસર્જન અથવા વીખેરી નાખવાનું કહે છે. ( Dissolved )

## ૧૫ રેગ્યુલેશન અને નૉન્-રેગ્યુલેશન પ્રાંતો

અંગ્રેજોએ હિન્દમાં રાજ્ય સ્થાપના કર્યા પછી તેમણે બ્રિટનના જેવા કેટલાક સુધારા ( રેગ્યુલેશન ) હિંદમાં દાખલ કરવા શરૂ કર્યા. બ્રિટશ હકુમત નીચે જે નવા પ્રાંતો આવતા ગયા, તેઓ રાજાની અથવા હાકેમની મરજી એજ કાયદો એમ સમજતા હતા. આથી તે પ્રાંતની સ્થાનિક સ્થિતિથી વાકેફ હોય તેવા અમલદારોને તેના પર હકુમત કરવાની કુલ સત્તા આપી નીમવામાં આવ્યા. તેઓને કાયદા કાનુનો ( રેગ્યુલેશન )માં જરૂર લાગે તે ફેરફાર કરવાની સત્તા આપવામાં આવતી. આવા બ્રિટિશ અમલની ખુબી ન સમજી શકે તેવા પ્રાંતો નૉન્-રેગ્યુલેશન પ્રાન્તો કહેવાવા લાગ્યા. મુંબઇ મદ્રાસ, બંગાળા, સંયુક્ત પ્રાંતો, રેગ્યુલેશન પ્રાંત કહેવાતા, જ્યારે બીજા પ્રાંતો નૉન્-રેગ્યુલેશન પ્રાંત કહેવાતા. પણ હાલમાં તેવા પ્રાંતો ઓછા થતા ગયા છે, અને ઘણું કરી ચીફ કમીશનરના હસ્તકમાં તેવા પ્રાંતો છે. મુંબઇ ઇલાકામાં પાછળથી ઉમેરાયલો સિન્ધનો મુલક નોન્-રેગ્યુલેશન મુલક છે. નોન્-રેગ્યુલેશન મુલકોની બધી મોટી જગ્યાઓ હિન્દી સનદી નોકરીના અથવા લશ્કરી નોકરીના અમલદારોને ચીફ કમીશનર અથવા એસિસ્ટન્ટ કમિશનરના નામે ( કલેકટરને બદલે ) આપવામાં આવે છે. તેઓને તેઓના પ્રાંતની પરિસ્થિતિને અનુકૂલ વર્તવા દેવામાં આવે છે. આ મુલકોનું મહેસુલ ખાતાનું કામ ફાઇનન્શીયલ કમીશનર કરે છે, અને ન્યાયનું કામ જ્યુડિશિયલ કમિશનરને સોંપવામાં આવ્યું છે.



# પ્રકરણ ૫ સું.



# જીલ્લા વહીવટ અને સ્થાનિકસ્વરાજ.



## ૧ જીલ્લા સરકાર (Collector.)



### ૧ જીલ્લાઓ અને કલેકટર.

બ્રિટિશ હિન્દ ૧૫ પ્રાન્તોમાં વહેંચવામાં આવ્યો છે. તે દરેક પ્રાન્તને જીલ્લામાં વહેંચવામાં આવ્યો છે. બ્રિટિશ હિન્દમાં કુલ ૨૭૧ જીલ્લાઓ છે. દરેક જીલ્લામાં વસ્તી સરખી નથી, તેમજ ક્ષેત્રફળ પણ સરખું નથી. તમામ વહીવટની વ્યવસ્થાનો પાયો જીલ્લા ભાગ છે. તેના ઉપરી અમલદારને કલેકટર કહે છે. તે બ્રિટિશ રાજ્યનો સ્થંભરૂપ છે અને હિન્દના રાજ્યવહીવટનો આધાર તેના પર છે. હિન્દના ગરીબ વતનીઓ તેને પોતાનો આશ્રયદાતા ગણે છે. સરકારના બધા હુકમોથી પ્રજાને જાણકાર કરનાર તે છે, તેમજ રૈયતની દાદ ફરીયાદ તેના દ્વારા સરકારને પહોંચાડવામાં આવે છે. આથી દરેક કલેકટર પોતાના જીલ્લાની પરિસ્થિતિથી વાકેફ હોવો જોઇએ. તેને ઉપરી અધિકારીઓના હુકમોનો અમલ કરવાનો છે. તે વહીવટ કરવામાં સ્વતંત્ર નથી. જમીન મહેસુલ ઉઘરાવવાનું કામ કરવાથી તે કલેકટર કહેવાય છે. તે ઉપરાંત તેને ઘણી ફરજો અદા કરવાની છે. તે હિન્દી સનંદી નોકર હોય છે અને જીલ્લાના વહીવટ માટે તેને

કાયદાનું, ખેતીવાડીનું, બાંધકામનું, અર્થશાસ્ત્રનું, ખજાનચીનું અને તાત્કાલિક સરકારી પત્રો લખવાનું જ્ઞાન આવશ્યક હોય છે.

## ૨ કલેકટરની ફરજો.

(૧) મહેસુલી અધિકારી તરીકે તેને જમીન મહેસુલ, ઇન્કમ-ટેક્ષ, કેફી ચીજોના ઇજારાની ઉપજ, સ્ટાંપનો કર અને બીજા કરો વસુલ કરવાના હોય છે. જીલ્લા તિજોરી માટે તે જવાબદાર ગણાય છે. તે જમીનદારો તથા ખેડુતોના કજીઆનો નિકાલ કરે છે. તે ખેડુતોને તગાવી ધીરી ખેતીને પોષે છે.

(૨) ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ તરીકે ન્યાય આપવાનું કામ તે કરે છે તેને ફસ્ટ કલાસ મેજીસ્ટ્રેટની સત્તા હોય છે. તે ફોજદારી ગુન્હા માટે વધુમાં વધુ બે વર્ષની સજા અને રૂા. ૧૦૦૦) સુધીનો દંડ કરી શકે છે. તેના હાથ નીચે જીલ્લાના બીજા મેજીસ્ટ્રેટો મૂકવામાં આવ્યા છે. તે ઉપરાંત ગુન્હા થતા અટકાવવાનું કામ તેનું છે. તે પોલીસ પર સત્તા ધરાવે છે અને જેલ પર દેખરેખ રાખે છે અને ટુંકમાં જીલ્લાની શાંતિ અને સુવહીવટ માટે તે જવાબદાર છે.

(૩) સ્થાનિક સ્વરાજપર દેખરેખ. મ્યુનિસિપાલીટીઓ અને લોકલબોર્ડો પર દેખરેખ રાખવાનું કામ તેને સોંપવામાં આવ્યું છે.

(૪) સરકારના પ્રતિનિધિ તરીકેઃ—

તે નાનાં દેશી રાજ્યો પર દેખરેખ રાખે છે. તે વર્ષમાં એક બે વખત જીલ્લામાં મુસાફરી કરી તેની વસ્તુસ્થિતિથી વાકેફ થવા, જીલ્લાના લોકોના જીવનથી પરિચિત થવા, તેના હાથ નીચેના અધિકારીઓના કામની તપાસણી કરવા અને ખેતીવાડીનો કેટલો પાક થાય છે તે જોવા પ્રયત્ન કરે છે, કારણ કે જીલ્લાના દરેક અગત્યના બનાવ માટે સરકારને તેના પર આધાર રાખવાનો હોય છે. તે

દુષ્કાળમાં પ્રજાને ભૂખમરાથી ઉગારવા માટે પ્રયત્નો કરે છે. પ્રજાની દાદ તેની મારફત સરકારને પહોંચાડી શકાય છે.

## ૩ જીલ્લાના બીજા અમલદારો.

કલેકટરના કામને મદદ કરવા માટે, ગુન્હા શોધવા અને દાબી દેવા માટે પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ, વૈદક અને આરોગ્ય માટે સીવીલ સર્જન, જીલ્લાના રસ્તાઓ, મકાનો, નાળાં, પુલો, તલાવો વગેરે બાંધવા માટે એકઝીક્યુટીવ એન્જીનીયર, કેળવણી પર દેખરેખ ગણવા માટે (ડેપ્યુટી) એજ્યુકેશનલ ઇસ્પેક્ટર તથા જંગલ પર દેખરેખ રાખવા માટે કોન્ઝરવેટર, દીવાની ન્યાય આપવા માટે જજ વગેરે અમલદારો હોય છે. આ બધા અમલદારો પોતાના ઉપરી અધિકારીના તાબા નીચે હોય છે, પણ તેઓને કલેકટરના હુકમોને માન આપવું પડે છે અને તેની સલાહ લે છે.

## ૪ જીલ્લાના વિભાગ.

દરેક જીલ્લાના તેના વિસ્તારના પ્રમાણમાં વિભાગ કરવામાં આવ્યા છે. જેને તાલુકા અથવા તહેસીલ કહે છે. દરેક જીલ્લામાં આવા પાંચથી દસ તાલુકા હોય છે અને દરેક તાલુકામાં અમુક સંખ્યામાં ગામ હોય છે, દરેક તાલુકા અથવા તહેસીલનો ઉપરી મામલતદાર, તહેસીલદાર કે મહાલકારી કહેવાય છે. મામલતદારની ફરજો કલેકટરના જેવી પોતાના તાલુકા માટે હોય છે. આવા બે ત્રણ તાલુકા મળી જીલ્લાના પેટા વિભાગ પાડયા છે. તે પેટા વિભાગપર આસિસ્ટન્ટ કલેકટર (આઇ. સી. એસ.) કે ડેપ્યુટી કલેકટર હોય છે, જેઓ કલેકટરના કામમાં મદદ કરે છે અને તેમના હસ્તકના તાલુકા પર દેખરેખ રાખે છે. મામલતદારના હાથ નીચે દરેક ગામમાં મહેસુલ વસુલ કરવા માટે મુખી અને તલાટી હોય છે.

**૫ ગામનો વહીવટ.**

પ્રાચીન સમયમાં હિન્દમાં દરેક ગામ સ્વરાજ્ય ભોગવતું હતું. જે પોતાના ગામને લગતો બધો વહીવટ કરતું. પટેલ અથવા મુખી ગામનો આગેવાન ગણાતો હતો. તે વખતે દરેક ગામ ખેતી પર આધાર રાખતું હતું, તેથી સુથાર, લુહાર, મોચી, કુંભાર, હજામ વગેરેને ખેડુતો અને જમીનદારો પોતાના પાકમાંથી અમુક હિસ્સો આપતા અથવા જમીન કાઢી આપતા. ઢોરને માટે ગૌચર તરીકે અમુક જમીન જુદી રાખવામાં આવતી. ગામનું રક્ષણ કરવા ચોકીદારો અથવા રખાઓ રાખવામાં આવતા. તેઓ જમીનના પાકનું પણ રક્ષણ કરતા. તેઓને પગાર પેટે જમીન યા દાણા આપવામાં આવતા. યુદ્ધના પ્રસંગે ગ્રામવાસી જનો એકઠા થઇ હથિઆર સજતા અને પોતાના ગામનું રક્ષણ કરતા હતા.

ગામનો આગેવાન પટેલ ગણાતો. તે ગામની બીનસ્વાર્થી સેવા કરતો તેને પંચની મદદ મળતી અને ગામના કલહોનો નિકાલ ગામના આગેવાનોમાંથી નિમાયલું પંચાયત આણતું. તેઓને ન્યાય માટે બહારની સત્તા પર આધાર રાખવો પડતો નહિ. દરેકને અદલ ઇન્સાફ મળતો હતો. ગામનો હિસાબ તલાટી અથવા કારકુન રાખતો. એક ગામથી બીજે ગામ સંદેશા અથવા ચીઠ્ઠી પહોંચાડવાનું કામ મંદિરનો પૂજારી કરતો. છોકરાઓને ભણાવવાનું કામ ગામનો શિક્ષક કરતો. આ કામ બદલ દરેકને તેઓનો જીવનવ્યવહાર ચાલે એવી વ્યવસ્થા ગામ લોકો કરતા હતા. આ પ્રમાણે ગામ સ્વાશ્રયી હતું અને સ્વરાજ્ય ભોગવતું.

આ ગ્રામપંચાયતોએ તડકા છાંયડા ઘણા અનુભવ્યા. હિન્દુ રાજ્યની જગાએ પઠાણ, મોગલ, મરાઠા અને શિખ રાજ્યો થયાં, પણ ગ્રામ્ય સ્વરાજ્ય તે સમયોમાં પણ ટકી રહ્યું હતું.

ઉત્પત્તિ, વૃદ્ધિ અને લયના નિયમ મુજબ અંગ્રેજ રાજ્યસત્તા નીચે આ ગ્રામ્ય સ્વરાજ્યનો નાશ થયો. પટેલ, ચોકીદાર, કારકુન વગેરે સરકારના પગારદાર નોકર બન્યા. ગામનું હિત તેઓને હૈડે રહ્યું નહિ. ગામ ઉપર આફત આવે ત્યારે આખું ગામ તૈયાર થતું, તેને બદલે પોલીસ તેમનું રક્ષણ કરવા લાગી. ન્યાયને માટે તાલુકા કચેરીઓ અને મુનસફ કોર્ટો સુધી જવાનું થયું. આ રીતે ગ્રામ્ય પંચાયતોનો નાશ થયો, પણ તેના પુનરુદ્ધાર માટે હાલ પ્રયાસ ચાલે છે.

## બ્રિટિશ સત્તા નીચે ગામનો વહીવટ નીચે મુજબ ચાલે છે.

(૧) પટેલ અથવા મુખી જમીન મહેસુલ ઉઘરાવી તાલુકાની તીજોરીમાં તે રકમ ભરી આવે છે તે ગામની સુખશાન્તિ તથા બીજા કામની દેખરેખ રાખે છે. તેને સરકાર તરફથી પગાર મળે છે.

(૨) તલાટી, પટવારી કે કુલકર્ણી ગામનો હિસાબ રાખે છે અને તે ગામની જમીનનું દફતર રાખે છે. પાકની આનાવારીનું પત્રક તૈયાર કરે છે, તથા બીજી ઉપજનો હિસાબ રાખે છે.

(૩) ચોકીદાર ગામમાં પોલીસનું કામ કરે છે.

(૪) હાલમાં કેટલાક ગામોમાં પંચાયતોની સ્થાપના કરવામાં આવી છે અને તેને નાના ગુન્હાઓ અને કજીઆઓનો નિકાલ કરવાનું સોંપવામાં આવ્યું છે.

## કમિશનરોઃ—

મદ્રાસ સિવાય દરેક પ્રાંતમાં અમુક જીલ્લાઓને પ્રાંતના વિભાગમાં વહેંચવામાં આવ્યા છે, દાખલા તરીકે મુંબઇ ઇલાકાના ઉત્તર, મધ્ય, દક્ષિણ અને સિંધ વિભાગ છે. તે વિભાગના વડા અમલદારને કમિશનર કહેવામાં આવે છે. તે કમિશનરને તેના તાબાના જીલ્લાઓના

વહીવટ પર દેખરેખ રાખવાની છે. કલેકટર પ્રાંતિક સરકારને પોતાના જીલ્લાનો હેવાલ તથા પત્રો કામશનરની મારફત મોકલાવે છે. તે કલેકટરની મારફત લોકલબોર્ડો અને મ્યુનિસિપાલીટીઓ પર દેખરેખ રાખે છે. જમીનના મહેસુલને લગતી ફરીઆદો અને વાંધાઓની અપીલનો નિકાલ તે કરે છે. પ્રાંતિક સરકારના હુકમો તેની મારફત કલેકટરોને મળે છે. તે સીનીયર હિન્દી સનંદી નોકરોમાંથી નીમાય છે.

## (૨) સ્થાનિક સ્વરાજ

### ૭ સ્થાનિક સ્વરાજ, તેના પ્રકાર, અને પ્રગતિ.

અમુક જીલ્લા અથવા ગામના વતનીઓને લગતી બાબતોનો વહીવટ જે સમગ્ર પ્રજાને સીધી રીતે હરકત કર્તા ન હોય અને જે પ્રજા પોતે ચલાવે તેને સ્થાનિક સ્વરાજ્ય કહે છે. સ્વરાજની કલાનું હિન્દીઓને શિક્ષણ આપવાના ઉદ્દેશથી, તેઓને તેમના દેશના રાજવહીવટ ચલાવવા લાયક બનવા માટે, સરકારના કામનો કેટલોક બોજો ઓછો થાય તે માટે અને હિન્દીઓને સરકારના વહીવટમાં ભાગીદાર બનાવવા માટે બ્રિટિશ સરકારે સ્થાનિક સ્વરાજની સ્થાપના કરી છે.

### સ્થાનિક સ્વરાજના મુખ્ય પ્રકાર:—

अ મ્યુનિસિપાલીટીઓ, જે શહેરની વ્યવસ્થા કરે છે, તેઓ બે પ્રકારની છે (૧) ઇલાકાનાં પાટનગર માટેની, જેને કોર્પોરેશન કહે છે (૨) બીજાં શહેરો અને ગામો માટે.

ब લોકલબોર્ડો ગામડાંઓનો વહીવટ કરવા માટે છે. લોકલબોર્ડોના નીચે જણાવેલા પેટા વિભાગ છે. (૧) જીલ્લાબોર્ડો (૨) તાલુકા બોર્ડો.

क ગ્રામ્ય પંચાયતો.

## સ્થાનિક સ્વરાજની પ્રગતિ:—

બ્રિટિશ હિન્દમાં પ્રવર્તતી મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડો થોડા સમયથી સરકારે દાખલ કરી છે. ૧૮૪૨માં બંગાળામાં મ્યુનિસિપાલીટી સ્થાપવા માટે કાયદો કરવામાં આવ્યો. ૧૮૫૦ માં આખા હિન્દ માટે તેવો કાયદો કર્યો, પણ તે કેટલાક પ્રાંતોમાં અવ્યવહારૂ અને નિષ્ફળ નીવડયો. લૉર્ડ મેયોના સમયમાં ૧૮૭૦થી ખરી પ્રગતિ થઇ, ૧૮૭૧થી ૧૮૭૪ સુધીમાં જુદા જુદા પ્રાંતોને માટે કાયદાઓ ઘડવામાં આવ્યા. તેમાં પ્રતિનિધિત્વ દાખલ કરવામાં આવ્યું. **લૉર્ડ રીપને** (૧૮૮૩–૮૪) સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાને પ્રજાકીય રાજદ્વારી કેળવણીના સાધન તરીકે મહત્ત્વ આપ્યું. તેમણે પસાર કરેલા કાયદાથી લોકલબોર્ડો અને મ્યુનિસિપાલીટીઓમાં ચુંટણીનો પ્રદેશ વિસ્તૃત કરવામાં આવ્યો; અને મ્યુનિસિપાલીટીઓના કામકાજ, સત્તા અને બંધારણમાં ઘણા મહત્વના ફેરફાર થયા. કેટલાંક શહેરોને બીન અધિકારી પ્રમુખ નીમવાની સત્તા મળી.

**લૉર્ડ રિપનના** સિદ્ધાંતને આધારે મુંબઇ ઇલાકા માટે ૧૯૦૧માં ડિસ્ટ્રીક્ટ મ્યુનિસિપાલ કાયદો પસાર થયો. હાલમાં ઘણા ફેરફારો થયા છે અને નવો કાયદો પસાર કરવાના પ્રયાસો ચાલે છે.

પ્રગતિ કયારે થઇ તે આપણે જોયું પણ કેવા ક્રમે થઇ તે નીચેની વિગત પરથી જણાશે.

(૧) શરૂઆતમાં મ્યુનિસિપાલીટીનો વહીવટ સરકારે નીમેલા અધિકારીઓ કરતા. (૨)બીજા ક્રમમાં બીન આધકારી સભ્યોને સરકારે નીમ્યા. (૩) ત્યારબાદ પ્રતિનિધિત્વ સ્વીકારવામાં આવ્યું અને પ્રજાને ચુંટણી કરી સભ્યો મોકલવાનો હક્ક મળ્યો. (૪) ચુંટાયલા સભ્યોની બહુમતી રાખવામાં આવી અને તેઓને પોતાનો પ્રમુખ, ઉપપ્રમુખ નીમવાનો

હક્ક મળ્યો. (૫) છેવટે સરકારનો મ્યુનિસિપાલીટી ઉપરનો કાબુ ઓછો કરવામાં આવ્યો, અને મ્યુનિસિપાલીટીની સત્તા અને ઉપયોગિતા વિસ્તૃત કરવામાં આવી. (૬) મોન્ટ-ફર્ડ સુધારાને લઈ સ્થાનિક સ્વરાજ ખાતું પ્રધાનને હસ્તક સોંપવામાં આવ્યું.

## ૮ મ્યુનિસિપાલીટીઓ, તેઓને કરવાનાં કામ અને ઉપજ ખર્ચનાં સાધન.

### (અ) મ્યુનિસિપાલીટી અને તેનું બંધારણ.

મ્યુનિસિપાલીટી એ ગામમાં વસનારાઓમાંથી ચુંટાયલા સભ્યોની નગરસભા છે, જે પોતાના નગરનો વહીવટ કરે છે. દરેક નગરમાં (Town) સામાન્ય રીતે મ્યુનિસિપાલીટી હોય છે. બ્રિટિશ હિન્દમાં મ્યુનિસિપાલીટીની સંખ્યા ૭૩૪ ની છે. સ્થાનિક સ્વરાજ્ય ખાતું એ પ્રાંતિક સરકારને હસ્તકનું છે, તેથી જુદા જુદા પ્રાંતોએ પોતાની મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડના વહીવટ ધારા જુદા જુદા કર્યા છે, પણ દરેક સ્થળે આ સંસ્થાને વધુ અને વધુ પ્રજાકીય સત્તા આપવાનું સ્વીકારાએલું છે. મુંબઇ ઇલાકામાં ચુંટાયલા સભ્યોની સંખ્યા ¾ અને અધિકારી સાથે નીમાયલા સભ્યોની સંખ્યા ¼ રાખવામાં આવી છે. પછાત વર્ગને માટે કોમી પ્રતિનિધિત્વ દાખલ કરવામાં આવ્યું છે. પ્રમુખ અને ઉપપ્રમુખ ચુંટાયલા હોય છે. મતાધિકારની લાયકાત ઘણી ઓછી કરવામાં આવી છે. સ્ત્રીઓને પણ મતાધિકાર છે. દર ત્રણ વર્ષે નવી ચુંટણી થાય છે.

### બ. મ્યુનિસિપાલીટીનાં કામકાજ.

મ્યુનિસિપાલીટીની ફરજો ચાર પ્રકારની હોય છે. સંરક્ષણ, તંદુરસ્તી, સગવડ અને શિક્ષણ. તેનાં કેટલાંક કામ ફરજીઆત અને

કેટલાંક ઐચ્છિક છે એટલે જો તેનામાં ખર્ચ કરવાની શક્તિ હોય તોજ તે કરવાનાં છે.

**ફરજીઆત કામો**

રસ્તા ચોખ્ખા રાખવા, બંધાવવા, તે પર પાણીનો છંટકાવ કરવો, દીવાબત્તી કરવી, ગંદકી દૂર કરવી, રસ્તાઓને તથા પોળોને નામ આપવાં, ઘરોના નંબર નાંખવા, નિશાળો માટે મકાન અને મારકેટો બંધાવવી અને ટ્રામ્વે વગેરે દાખલ કરી આવવા જવાની સગવડ કરી આપવી.

(૨) લોકોની તંદુરસ્તી સચવાય તેવાં પગલાં લેવાં, શીતળા ટાંકવાનું કામ, ઇસ્પીતાલો અને દવાખાનાં ચલાવવાં અને ચેપી રોગ (પ્લેગ, કૉલેરા) વગેરે ફાટી નીકળે ત્યારે ચાંપતા ઉપાય લેવા. દુષ્કાળ સમયે પ્રજાનાં સંકટ દૂર કરવાં. હવા અજવાળાવાળાં મકાન બાંધવા દેવાં, પડી જાય તેવાં મકાન પાડી નંખાવવાં.

(૩) પ્રાથમિક શાળાઓ ચલાવવી.

(૪) આગ બુઝાવનાર રાખવા.

**ઐચ્છિક કામો.**

જાહેર બાગબગીચા, સંગ્રહસ્થાન, પ્રદર્શન, પુસ્તકાલયો, ધર્મ-શાળાઓ, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ, વસ્તીપત્રક વગેરે લોકોપયોગી કામોનો નિભાવ કરવો.

મ્યુનિસિપલ વહીવટનું કામ જનરલ બોર્ડ કરવાનું હોય છે. તે બોર્ડ પોતામાંથી પેટા કમિટીઓ-મેનેજીંગ, પબ્લીક વર્કસ, રોડ, સેનીટરી વગેરે-નીમે છે. પણ જુદી જુદી કમિટીઓમાં મ્યુનિસિપલ વહીવટ વહેંચી નાંખવા કરતાં એકજ કેન્દ્રસત્તા રહે તે કારણથી

ચીફ ઑફીસરોની કેટલેક સ્થાને નિમણૂંક થાય છે, અને તેને કેટલીક સત્તા સોંપવામાં આવે છે.

## क. મ્યુનિસિપાલીટીનાં ઉપજનાં સાધન:—

(૧) મ્યુ૦ હદમાં દાખલ થતી ચીજો પર જકાત (Octroi duty), (૨) ઘર વેરો અને જમીનનું ભાડુ (૩) જાનવરો અને વાહનો પરનો વેરો, (૪) ધંધાપર કર, (૫ રસ્તા, પુલ અથવા હોડીપરનો વેરો, (૬) પાણી વેરો (નળ), (૭) દીવાબત્તી વેરો (જ્યાં ઇલેકટ્રીક અથવા ગૅસ કનેકશન હોય ત્યાં), (૮) યાત્રાના સ્થાનમાં યાત્રા વેરો, (૯) જાજરૂ વેરો, (૧૦) ગટર વેરો, (૧૧) મ્યુનિસિપાલીટીનાં મકાન, જમીન તથા બીજી મિલકતમાંથી થતુ ઉત્પન્ન, કેળવણીની ફી, દવાની ફી, વ્યાજની રકમ અને બીજી ફી વગેરે, (૧૨) સરકાર તથા લોકલબોર્ડ તરફથી મળતી મદદ.

## (ख) મ્યુ૦નાં ખર્ચ ખાતાં

મ્યુનિસિપાલીટીની ચાર પ્રકારની—રક્ષણ, તંદુરસ્તી, સગવડ અને શિક્ષણ—ફરજો છે, અને તેને અંગે તેને કેટલાંક ખર્ચ ફરજીઆત તથા કેટલાંક ઐચ્છિક કરવાનાં હોય છે.

(૧) મ્યુ૦ કર ઉઘરાવવાનું તથા વહીવટ ચલાવવાનું ખર્ચ,

(૨) આગ બુઝાવવાના સાધનોનું ખર્ચ,

(૩) દીવાબત્તી, (૪) પાણી પુરૂ પાડવું, ગટરો બાંધવી, (૫) રસ્તા સાફસુફ રાખવા, બનાવવા, રિપેર કરવા, અને તેના પર છંટકાવ કરવો, (૬) જાજરૂ બાંધવા અને સાફ રાખવાં, (૭) શીતળા ટાંકવા, દવાખાનાં અને ઇસ્પિતાલો રાખવી અને ચેપી રોગને અટકાવવા અને દાબી દેવા ઉપાયો યોજવા, (૮) નિશાળો, દવાખાનાં,

ઑફીસો અને ધર્મશાળાનાં મકાન બાંધવાં અને રીપેર કરવાં, (૯) પ્રાથમિક શિક્ષણની શાળાઓ ચલાવવી, પુસ્તકાલયો તથા માધ્યમિક શાળાને મદદ કરવી વગેરે, (૧૦) બાગ બગીચા, સંગ્રહસ્થાન, દુષ્કાળ નિવારણના ઉપાય વગેરે પરચુરણ ખર્ચ.

## ग મ્યુનિસિપાલીટી પર સરકારનો કાબુ

સરકાર મ્યુનિસિપાલીટી ઉપર જીલ્લાના કલેકટર અને વિભાગના કમિશનર દ્વારા કાબુ ધરાવે છે. મ્યુનિસિપાલીટીનું અંદાજપત્ર અને અમુક રકમના ઉપરના અધિકારીઓની નિમણુક માટે સરકારની મંજુરીની જરૂર છે. આ ઉપરાંત મ્યુનિસિપાલીટીએ પોતાની સત્તાનો દુરુપયોગ કર્યો હોય અથવા મ્યુનિસિપાલીટી પોતાની ફરજો બરોબર અદા ન કરતી હોય, અને પોતાની જરૂરીઆતોને પહોંચી વળવા અશક્ત હોય, ત્યારે સરકાર તેને બંધ કરે છે (સસ્પેન્ડ કરે છે). તેના હિસાબ વગેરે સરકારના અધિકારીઓ (ઑડીટરો) તપાસે છે. સરકારમાં વાર્ષિક હેવાલ પણ મોકલવો પડે છે.

## ૯. મ્યુનિસિપાલીટીનું કરજ અથવા લીધેલી લોન.

મ્યુનિસિપાલીટીને બજાવવાની જે ફરજો છે તેને લગતાં કામોમાં આવક ખર્ચાય છે. મ્યુનિસિપાલીટીની આવકમાંથી મોટાં કામો જેવાં કે પાણીના નળ, ઇલેક્ટ્રીક લાઇટ, ડ્રેનેજ, ગેસલાઇટ વગેરેનો ખર્ચ થઇ શકે તેમ ન હોય ત્યારે તે સરકાર પાસેથી અથવા જાહેર બજારમાં લોન કાઢી કરજે નાણાં લે છે.

## ૧૦. ઈલાકાના પાટનગરની મ્યુનિસિપાલીટીઓ.

ઇલાકાના પાટનગરની મ્યુનિસિપાલીટીઓને કોર્પોરેશન કહેવામાં આવે છે. (૧) કલકત્તાની કોર્પોરેશનમાં ૨૫ પ્રજાથી

ચુંટાયલા ૧૦ જાહેર સંસ્થાઓ તરફથી અને ૧૫ સરકાર તરફથી નીમાયલા, મળી કુલ ૫૦ સભ્યો છે. પ્રેસીડન્ટ ચુંટાયલો હોય છે, અને તેને મેયર કહેવામાં આવે છે. **દેશબંધુ ચિત્તરંજનદાસ** તેના પ્રથમ મેયર હતા. સાધારણ કામમાં ચીફ એક્ઝીક્યુટીવ ઓફીસરને મદદ કરવા માટે ૧૨ સભ્યોની કમિટી નીમવામાં આવે છે. (૨) મદ્રાસની કોર્પોરેશનમાં ૨૮ સામાન્ય રીતે ચુંટાયલા, ૧૩ જુદાં જુદાં મંડળો તરફથી ચુંટાયલા, અને ૯ સરકારે નીમેલા મળી ૫૦ સભ્યો છે. પ્રમુખ ચુંટાયલો છે. કમિશનરના હાથમાં વહીવટ કરવાની મુખ્ય સત્તા છે. તેને મદદ કરવા ચાર સ્ટેન્ડીન્ગ કમિટીઓ છે. (૩) મુંબઇની કોર્પોરેશનના ૧૦૬ સભ્યોમાંથી ૭૬ ચુંટાયલા, ૪ શહેરોનાં મંડળોથી ચુંટાયલા (દેશી વેપારી ચેમ્બર, ચેમ્બર ઓફ કોમર્સ, યુનિવર્સીટી અને મિલ માલેકો), અને ૧૬ સરકારે નીમેલા છે. આ ૯૬ સભ્યો બીજા ૧૦ સભ્યોને પસંદ કરે છે. માસિક રૂ. ૧૦ નું ભાડું ભરનારને અને સ્ત્રીઓને મતાધિકાર આપવામાં આવ્યો છે. સ્ત્રીઓ સભાસદ થઇ શકે છે. દરવર્ષે પ્રેસીડન્ટ ચુંટાય છે. કોર્પોરેશનનો બધો કારભાર ચલાવવા સરકાર હિન્દી સનંદી નોકરોમાંથી કમિશનર નીમે છે, જે કોર્પોરેટરોમાંથી ચુંટાયલા ૧૨ અને સરકારે નીમેલા ૪ મળીને ૧૬ સભ્યોની સ્ટેન્ડીન્ગ કમિટીને તાબે છે. પણ તેમને ઘણા કામોમાં સ્વતંત્રતા આપેલી છે. હિન્દની મ્યુનિસિપાલીટીઓમાં મુંબઇની કોર્પોરેશનનું બંધારણ સૌથી ઉત્તમ જણાવવામાં આવે છે, તેમજ તેની કાર્યપદ્ધતિ આદર્શ રૂપ લેખાય છે, અને તે **સર ફીરોજશાહ મહેરવાનજી મહેતાને** આભારી છે. તેની વાર્ષિક આવક લગભગ ત્રણ કરોડ રૂપીઆની છે.

## ૧૧ પોર્ટટ્રસ્ટ, સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ અને સેનેટરી કમિટીઓ

**(૧) પોર્ટટ્રસ્ટઃ**-મુંબઇ, કલકત્તા, મદ્રાસ, રંગુન, વિજાગાપટ્ટન વગેરે બંદરો હોવાથી તે શહેરોમાં પોર્ટટ્રસ્ટની સ્થાપના કરવામાં આવી

છે. તેને ડક્કા બાંધવાનું, બંદર સાફ રાખવાનું, આવતો જતો માલ રાખવા માટે ગોદામો અને વખારો બાંધવાનું તથા સંભાળવાનું, વહાણો બંદરોમાં રહી શકે તેનું અને તેને માટે કાયદા ઘડવાનું વગેરે કામ કરવાનું હોય છે. તે આવતા જતા માલ પર ભાડુ લે છે. ડક્કા બાંધવા માટે જોઇતાં નાણાં સરકાર પાસેથી અથવા પ્રજા પાસેથી લોનદ્વારા એકત્ર કરી શકે છે. તેનો વહીવટ કરવા માટે વેપારીઓમાંથી ચુંટાયલા અને સરકારે નીમેલા સભ્યો હોય છે. તેનો વહીવટ કરનાર અધિકારી સરકારી માણસ હોય છે.

(૨) **ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ:**–શહેરમાં થતી ગીચ વસ્તી અટકાવવી, શહેરનો વિસ્તાર વધારવો, રસ્તા નવા અને પહોળા કરવા, ગરીબો માટે હવા અજવાળાવાળાં મકાનો બાંધવાં તથા ખાનગી માણસો હવા અજવાળાવાળાં, ટકાઉ અને સગવડ ભરેલાં મકાનો બાંધે તેવી વ્યવસ્થા કરવા માટે સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટની સ્થાપના કરવામાં આવી છે. તે મોટાં શહેરોમાં હોય છે. સરકાર તથા મ્યુનિસિપાલીટીમાંથી તેના સભ્યો નીમાય છે. તેનો મુખ્ય અધિકારી સરકારી નોકર હોય છે, અને તે આ શહેર સુધારણાની યોજના માટે સરકાર પાસેથી કે પ્રજા પાસેથી નાણાં લોનદ્વારા ઉઘરાવી શકે છે. મુંબઇ, કલકત્તા, કાનપુર, લખનૌ અને અલ્લાહાબાદમાં ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ છે.

**(૩) સેનેટરી કમિટીઓ.**

કેટલાંક ગામો, કસ્બા અને શહેરના રૂપનાં નથી હોતાં અને જ્યાં મ્યુનિસિપાલીટી દાખલ કરવાથી ત્યાંના વતનીઓને ભારરૂપ થતી હોય ત્યાં સેનિટરી કમિટીઓ આરોગ્ય રક્ષણનું કામ કરે છે તે કમિટીમાં ગામના સંભાવિત માણસોને કલેક્ટર નીમે છે. તે કમિટી ગંદકી સાફ કરવાનું, ગામના રસ્તાઓ સાફ રાખવાનું, જળાશયો પર અંકુશ રાખવાનું વગેરે કેટલાંક કામ કરે છે. કમિટીમાં મુખી એક સભાસદ હોય છે. કમિટી પોતાના ખર્ચ માટે ગામલોક પાસેથી

સ્વેચ્છાનુસાર ઉધરાણું કરી નાણાં એકત્ર કરે છે અથવા શક્તિ અનુસાર ઘરપર વેરો નાંખવામાં આવે છે. લોકલ બોર્ડ તથા સરકાર તેને વાર્ષિક મદદ આપે છે.

## ૧૨ લોકલબોર્ડો:—

### (૧) દેશની લોકલબોર્ડો.

જેમ મોટાં શહેરોની આંતર વ્યવસ્થા મ્યુનિસિપાલીટી કરે છે, તેમ ગામડાંની વ્યવસ્થા નાના પાયા પર લોકલ બોર્ડ કરે છે. નિયમ મુજબ દરેક જીલ્લામાં લોકલ બોર્ડ હોય છે. જીલ્લા લોકલ બોર્ડોના હાથ નીચે તાલુકા, પેટાવિભાગ અથવા ગામડાંઓના જુથ વચ્ચે પેટા લોકલ બોર્ડો હોય છે આ લોકલ બોર્ડોનું વાસ્તવિક સ્વરૂપ ઉદાર ચરિત **લોર્ડ રિપન**ને આભારી છે, પણ જે પ્રગતિ મ્યુનિસિપાલ વિસ્તારમાં જણાઇ છે, તેવી લોકલ બોર્ડોમાં પ્રગતિ થઇ નથી. સ્થાનિક સ્વરાજ્યનું ખાતું પ્રાંતિક સરકારને હસ્તક હોવાથી દરેક પ્રાંતની લોકલ બોર્ડો વચ્ચે અસમાનતા જોવામાં આવે છે. દરેક પ્રાંત પોતાની પરિસ્થિતિને અનુસરી ફેરફાર કરે છે. મદ્રાસ ઇલાકામાં નાના ગામડાંનાં જુથ માટે પંચાયત, તેના પર તાલુકા બોર્ડ અને તેના પર જીલ્લા બોર્ડ એવા ત્રણ પ્રકાર છે. ઉત્તર હિન્દમાં જીલ્લા બોર્ડ હોય છે પણ તાલુકા બોર્ડ બહુ ઓછી છે. મુંબઇ ઇલાકામાં જીલ્લા અને તાલુકા બોર્ડ છે.

મ્યુનિસિપાલીટીઓ કરતાં લોકલ બોર્ડોના ચુંટાયલા સભ્યોનું પ્રમાણ ઓછું હોય છે. સરકારના અમલદારોનો કાબુ તેના પર વિશેષ હોય છે. બીજા બધા પ્રાંતો કરતાં મદ્રાસ ઇલાકાની લોકલ બોર્ડો વધુ પ્રિય થઇ છે.

## (૨) મુંબઇ ઇલાકાની લોકલ બોર્ડો.

૧૯૨૩માં મુંબઇનો લોકલ બોર્ડોનો કાયદો પસાર થયો છે. તે કાયદાથી દરેક તાલુકામાં તાલુકા બોર્ડની સ્થાપના થઇ છે અને તેમાં ⅓ ને બદલે ⅔ ચુંટાયેલા સભ્યો બેસે છે. ⅓ સરકારે નીમેલા સભ્યો-માંથી અર્ધા કરતાં વધુ સભ્યો સરકારી અમલદારો હોઇ શકતા નથી. પ્રેસીડન્ટ અને વાઇસ પ્રેસીડન્ટ ચુંટાય છે, જે પ્રથમ સરકારી અમલદારો હતા તાલુકા લોકલ બોર્ડને માટે રૂ. ૮ નું વાર્ષિક જમીન મહેસુલ ભરનારને અને જીલ્લા બોર્ડ માટે વાર્ષિક રૂ. ૩૨ ( ઉત્તરાંસંધની સરહદ, પંચમહાલ, અને રત્નાગરિ જીલ્લાઓ માટે રૂ. ૧૬) મહેસુલ ભરનારને મતાધિકાર પ્રાપ્ત થયો છે. મુસલમાનો તથા પછાત કોમ માટે કોમી પ્રતિનિધિત્વ દાખલ થયું છે. દરેક લોકલ બોર્ડમાં ૫ થી ૭ સભાસદોની સ્ટેન્ડીંગ કમિટી નીમાય છે જે બોર્ડનો વહીવટ ચલાવે છે. બોર્ડનો પ્રમુખ તે કમિટીનો ચેરમેન હોય છે. તે ઉપરાંત બોર્ડ બીજી કમિટીઓ નીમે છે.

### [૩] લોકલબોર્ડની ફરજો

જીલ્લાબોર્ડનાં કામ, જીલ્લાની અંદરના રસ્તા, તલાવ, કુવા, ઇસ્પીતાલ, દવાખાનાં વગેરે બંધાવવા અને મરામત કરવવાનું હોય છે. વળી જીલ્લાના સામાન્ય આરોગ્ય, શીતળા ટંકાવવાનું, પ્રાથમિક કેળવણી, નદી ઓળંગવાની સગવડ, બજાર બાંધવાનું કામ વગેરે પર ધ્યાન રાખવાની તેની ફરજ છે. તાલુકા બોર્ડને આજ કામ જીલ્લા બોર્ડની દેખરેખ નીચે વહેંચણીમાં આવે તે કરવાનાં હોય છે.

### ૧૩ લોકલ બોર્ડની આવક અને ખર્ચની વિગત

**अ આવકનાં મુખ્ય સાધન:—**

(૧) જમીન મહેસુલમાં રૂપીએ એક આનો લોકલફંડ તરીકે લેવાય છે. (૨) રસ્તા પુલ અને હોડી ઉપરના વેરામાંથી આવતી

આવક અને દવાખાનાં, નિશાળ, ઇરિગેશન, તલાવ અને ઢોરના ડબાનો દંડ વગેરેની ફીમાંથી આવતી આવક. (૩) આ ઉપરાંત સરકાર મદદ આપે છે. તાલુકા બોર્ડનું અંદાજપત્ર જીલ્લા બોર્ડ મંજુર કરે છે અને તે પ્રમાણે તાલુકા બોર્ડ ખર્ચ કરે છે.

**ક. ખર્ચની વિગત:—**

(૧) રસ્તા, પુલ અને નાળાં વગેરે જાળવવાં, રીપેર કરવાં અને બનાવવાં. (૨) પ્રાથમિક કેળવણી આપવી. (૩) દવાખાનાં અને ઇસ્પીતાલ બંધાવવી અને ચલાવવી, અને શીતળા ટંકાવવા. (૪) ધર્મશાળા, મુસાફરખાનાં, બજાર વગેરે બંધાવવાં. (૫) ગામડાઓનું આરોગ્ય જાળવવું. (૬) તલાવ, કુવા, વાવ વગેરે બાંધવા અને મરામત કરવા.

**ક. લોકલ બોર્ડપર સરકારનો કાબુ:—**

લોકલ બોર્ડો મ્યુનિસિપાલીટી જેટલી પ્રજાકીય બની નથી. ૧૯૨૩ સુધી જીલ્લા બોર્ડના પ્રમુખ કલેકટર અને તાલુકા બોર્ડના પ્રમુખ મામલતદાર હતા. તેમજ સરકારે નીમેલાઓનું પ્રમાણ વધુ હતું. આ કારણથી સરકારનો કાબુ તેના પર વિશેષ હતો. સરકારના અધિકારીઓ ઑડીટરો–લોકલબોર્ડનો હિસાબ તપાસે છે, અને ઘણા કામોમાં કલેકટરની મંજુરી લેવી પડે છે. તેનો હેવાલ સરકારમાં મોકલવો પડે છે.

## ૧૪ ગ્રામ્ય પંચાયતો

સરકારે હાલમાં ગામડાંને સ્વરાજ્ય આપવા માટેનાં પગલાં ભર્યાં છે. આપણે જોઇ ગયા કે પહેલાના સમયમાં ગામનો વહીવટ

પંચાયતોને તાબે હતો. બ્રિટિશ સરકારના અમલ નીચે પટેલ, કારકુન, અને ચોકીદાર સરકારી નોકરો બન્યા. ગ્રામ્ય પંચાયતોનું અસ્તિત્વ રહ્યું નહિ. હાલમાં તે જુની સંસ્થાઓના પુનરોદ્ધાર કરવાના પ્રયાસ થાય છે. સંયુક્ત પ્રાંત, બંગાળા, અને મુંબઇ ઇલાકામાં ગ્રામ્ય પંચાયતો સ્થપાયાં છે. સંયુક્ત પ્રાંતોનો ધારો સૌથી ઉત્તમ છે. તે ગામને લગતુ આરોગ્ય અને બીજી બાબતો, અને દિવાની અને ફોજદારી વગેરેને લગતુ કામ કરે છે. કલેકટરને યોગ્ય લાગે તે ગામમાં તે પંચાયતની સ્થાપના કરે છે. મુંબઇ ઇલાકામાં ગામોમાં પંચાયતો સ્થાપવા માટે અને કાયદા ઘડવા માટે કમિશનરોને સત્તા આપવામાં આવી છે. પંચાયતોમાં પાંચ યા વધુ માણસો હોય છે, એકવીસ વર્ષ ઉપરના દરેક માણસને આ સભ્યોની ચુંટણી કરવાનો હક્ક છે. આ પંચાયતના માણસો પોતાનામાંથી દર વર્ષે એક સરપંચ ચુંટી કાઢે છે. પંચાયત દર ત્રીજે વર્ષે ચુંટવામાં આવે છે. તે પંચાયત પોતાના ગામની સુઘરાઇ, પાણી પુરૂં પાડવાનું તથા આરોગ્ય અને સુખાકારીનું કામ કરે છે. તે નિશાળ અને બીજાં કામો પર દેખરેખ રાખે છે. જીલ્લાબોર્ડના કાયદા કાનુનોનો ભંગ કરનારને અને નાના ગુન્હા માટે શિક્ષા કરવાનું અને રૂ. ૧૦) સુધી દંડ કરવાની સત્તા પંચાયતને આપી છે. પ્રાંતિક સરકારે અને જીલ્લાબોર્ડે નક્કી કરેલા કર નાંખી પંચાયત નાણાં એકઠાં કરે છે. સંયુક્ત પ્રાંતની માફક અન્ય સ્થાને દિવાની અને ફોજદારી સત્તા મળી નથી.

## ૧૫. સરકારનો સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ ઉપર કાબુ.

પ્રથમ સામાન્ય રીતે લોકલબોર્ડો સરકારના પૂર્ણ કાબુમાં હતી. હાલ તેમાં કંઇ સ્વતંત્રતાનું કિરણ ફુટયું છે. હવે ચુંટણીનું પ્રમાણ વધ્યું છે અને પ્રમુખ પણ ચુંટાયલાજ હોય છે. મ્યુનિસિપાલીટીઓ ઉપર સરકાર કલેકટરો અને કમિશનરોદ્વારા કાબુ રાખે

છે. મ્યુનિસિપાલીટીનું અંદાજપત્ર અને મોટા નોકરોની નિમણુંકો કમિશનરની મંજુરીથી નક્કી થાય છે. જો મ્યુનિસિપાલીટીનો વહીવટ સરકારને યોગ્ય ન લાગે તો તે તેની સત્તા લઇ લે છે. સરકારના ઓડીટરો મ્યુનિસિપાલીટીનો અને લોકલબોર્ડનો હિસાબ તપાસે છે. મ્યુનિસિપાલીટીનો અને લોકલબોર્ડનો વાર્ષિક હેવાલ કલેકટર પર મોકલવો પડે છે. કોઇ અગત્યના ફેરફાર માટે સરકારની મંજુરી મેળવવી પડે છે. લોન વગેરે સરકારની મંજુરીથી કાઢી શકાય છે.



## પ્રકરણ ૬



# બહારના શત્રુઓથી રક્ષણ અને આંતરિક સુલેહ શાન્તિ.



## (લશ્કર, નૌકાસૈન્ય, પોલિસ અને કેદખાનાં.)



### ૧ જાહેર સહીસલામતી:—

દરેક દેશની જાહેર સહીસલામતીનો આધાર બહારના શત્રુઓના આક્રમણથી રક્ષણ કરવાનો અને દેશની અંદરના લુંટારા, બંડખોર, અને ગુન્હા કરનારાઓને પકડી, શિક્ષા કરી, લુંટફાટ, બળવો અને ખુના મરકી થતી અટકાવવા પર છે. આ કારણથી દેશના વહીવટના બે વિભાગ પડે છે. (૧) લશ્કરી અને (૨) મુલકી વહીવટ. લશ્કરી વહીવટ બહારના હુમલાથી રક્ષણ કરવાનું અને દેશની અંદરના બળવાઓ અને હુલ્લડોને બેસાડી દેવાનું કામ કરે છે, જ્યારે મુલકી વહીવટ દેશના કાયદા કરી તેનો અમલ કરાવે છે, અને પોલીસદ્વારા બંદોબસ્ત રખાવે છે.

ભારતવર્ષની ઉત્તરે હિમાલય હોવાથી, તે બાજુએ પરદેશીઓનો ભય નથી, પણ વાયવ્ય સરહદ પ્રાચીન સમયથી આક્રમણ થતું આવ્યું છે નૈર્ઋત્ય ભાગમાં પણ લશ્કર રાખવાની જરૂર પડે છે. બાકીના ભાગની આજુબાજુ સમુદ્ર આવેલો હોવાથી નૌકાસૈન્યની

જરૂર છે. સાયન્સની શોધખોળને લીધે હવે વિમાનોની ફોજ રાખવાની દરેક દેશને જરૂર પડે છે. હિન્દમાં ફ્રેન્ચ ગવર્નર ડુપ્લેના સમયથી દેશી લશ્કરને યુરોપના ઢબે કવાયત શીખવી કેળવવામાં આવે છે. ફ્રેન્ચ સત્તા હિન્દમાં જામી નહિ તેને બદલે બ્રિટિશોના હાથમાં સમગ્ર હિન્દ આવ્યું. બ્રિટિશો દેશી અને ગોરૂ બન્ને લશ્કર રાખે છે.

## ૨ હિન્દી સૈન્ય.

ઉપર જણાવ્યા પ્રમાણે હિન્દમાં દેશી અને ગોરૂ (અંગ્રેજોનું) લશ્કર હોય છે. તે વાઇસરોય અને તેની સભાના કાબુમાં હોય છે. ખરી રીતે તે સેના પર તેના વડા સેનાપતિનો (The Commander-in-Chief) મુખ્ય અધિકાર છે. આ સેનાપતિ વડી કારોબારી સભાનો સભાસદ હોય છે. તેની નિમણુંક ઇંગ્લેન્ડના લશ્કરી વડાની ભલામણથી અને હિન્દી વજીરની સલાહથી રાજા કરે છે. હિન્દી લશ્કરના બે વિભાગ છે. (૧) નિયમિત લશ્કર અને (૨) ઐચ્છિક ફોજ.

## ૩ નિયમિત ફોજ (The Regular Army)

હિન્દી સૈન્યમાં લગભગ બે લાખ સૈનિકો છે. દેશીઓ ૧,૩૫,૦૦૦ છે અને ૬૫,૦૦૦ ગ્રેટબ્રિટન અને આયર્લેંડના સૈનિકો છે. દેશી લશ્કરમાં મુખ્યત્વે શીખ, ગુરખા, રજપુત, મરાઠા, પુરબીયા અને ડોગ્રા જેવી લડાયક પ્રજા હોય છે. તેઓ સામાન્ય સૈનિકો છે. બધી ઉંચી પાયરીઓ અંગ્રેજોના હાથમાં છે. હિન્દી સૈન્યના ચાર મોટા વિભાગો–( Army Core ) ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ–કમાન્ડરના હાથ નીચે મૂકવામાં આવ્યા છે. આ દરેક વિભાગમાં સંપૂર્ણ યુદ્ધ સામગ્રીવાળું લશ્કર છે. બધા લશ્કરી વિભાગોનો ઉપરી વડોસેનાપતિ છે.

હિન્દુસ્થાનનો ખરો ભય વાયવ્ય સરહદના મુલકો છે. આ કારણથી તે મુલકોને માણસ, સાધન અને લશ્કરી ગોઠવણથી મજબુત કરવાની હિન્દી લશ્કરની નીતિ છે. અને જુદા જુદા પ્રકારે ત્યાંની ભયાનક જાતોને વશ કરવામાં આવે છે. તેઓને જોરજુલમથી દાબવામાં આવે છે, કંઇ છૂટછાટ મૂકવામાં આવે છે અથવા પૈસા આપી શાન્ત કરવામાં આવે છે. વળી ખૈબરઘાટ અને બોલનઘાટના રસ્તાઓ ઉપર લશ્કરી થાણાં અને કિલ્લા કરવામાં આવ્યા છે. આધુનિક સમયમાં દરેક લડાયક સામગ્રી તૈયાર રાખવામાં આવે છે. તે ઉપરાંત હિન્દી સૈન્યનો કેટલોક ભાગ તે સરહદ પર કાયમ રાખવામાં આવે છે, અથવા તે એવે સ્થળે હોય છે કે જ્યાંથી અલ્પ સમયમાં ગમે તે સ્થળે ખડુ કરી શકાય છે. રેલ્વે લાઇનની પણ તેવી રીતે યોજના કરવામાં આવી છે. આ રીતે હિન્દનું રક્ષણ કરવામાં આવે છે.

### ૪ ઐચ્છિક ફોજ.

ઉપર જણાવ્યા પ્રમાણે સરકારે નિયમિત સૈન્ય રાખેલું છે. તે ઉપરાંત વિગ્રહના પ્રસંગમાં મદદ કરી શકે તેવું ઐચ્છિક સૈન્ય ( Auxiliary Force ) હોય છે, તે નીચે જણાવ્યા પ્રમાણે છે.

(૧) સ્વયંસેવકોની ફોજ ( The Volunteer Forces ) તેઓ નાગરિકો છે અને પોતાનું કામ કર્યા કરે છે, પણ વર્ષમાં અમુક દિવસોમાં તેમને લશ્કરી તાલીમ અને કવાયતનું કામ શીખવું પડે છે. તેઓ વિગ્રહને વખતે જ્યારે નિયમિત લશ્કરને ખસેડવામાં આવે ત્યારે મદદ કરે છે. અને રેલ્વે, પુલો, છાવણીઓ, બંદરો અને સરકારી મકાનો વગેરેનું રક્ષણ કરે છે. તે વિભાગમાં પ્રથમ યુરોપીયનો અને એંગ્લોઇન્ડીઅનો હતા, હવે હિન્દીઓને તાલીમ આપવાની યોજના થઇ છે.

(૨) ઇમ્પિરીયલ સર્વિસ ટ્રુપ્સ ( Imperial Service Troops. ) આ લશ્કર દેશી રાજ્યોનું છે. તેને યુરોપીયન ઢબે બ્રિટિશ અધિકારીઓએ કેળવેલું હોય છે. તેની સંખ્યા ૨૦,૦૦૦ જેટલી છે. ગયા મહાન વિગ્રહ પ્રસંગે આ લશ્કરે યુરોપના રણજંગમાં ભાગ લીધો હતો. બ્રિટિશ સરકારને જ્યારે તેની જરૂર પડે છે ત્યારે તે બોલાવી શકે છે.

**(૩) ઇમ્પિરીયલ કેડેટકોર ( Imperial Cadet Corps )**

રાજકુમારો અને ઉંચ કુળના યુવાનોને લશ્કરી શિક્ષણ આપવા માટે ઇમ્પિરીયલ કેડેટકોરની સ્થાપના થઇ છે. તેમાં પ્રતિવર્ષે ૨૦ યુવાનો શિક્ષણ લે છે. તે શિક્ષણ ત્રણ વર્ષ સુધી આપવામાં આવે છે. તેનું મુખ્ય મથક ડેરાડુન છે, પણ શિયાળામાં મીરતમાં આવે છે. આ શિક્ષણ લીધા પછી તેઓ ઇમ્પિરીયલ સર્વિસ ટ્રુપ્સમાં ઉંચા હોદા મેળવે છે.

**(૪) લશ્કરી પોલીસ. ( Military Police )**

સરહદપરના મુલકો અને જ્યાં અસ્થિરતા પ્રવર્તતી હોય તેવા મુલકોમાં લશ્કરી પોલીસની ટુકડીઓ રાખવામાં આવે છે. તેઓ સૈનિક તરીકેની તાલીમ લે છે, પણ સુલેહના પ્રસંગે પોલીસ તરીકેનું કામ કરે છે, અને યુદ્ધ જાગે છે ત્યારે તેઓ સૈનિક તરીકેનું કામ કરે છે. વાયવ્ય સરહદના પ્રાંત પંજાબ, આસામ, અને બ્રહ્મદેશમાં આ પોલીસો હોય છે, તેમની સંખ્યા ૨૧,૫૦૦ની છે.

તે ઉપરાંત સરહદનું રક્ષણ કરવા માટે ( Frontier Militia ) મિલિશીઆ નામનું ૧૨,૦૦૦ સૈનિકોનું લશ્કર છે. તે સરહદના મુલકોમાં બંદોબસ્ત જાળવવાનું કામ કરે છે. (૫) નેટીવ રિઝર્વ ફોર્સ ( Native Reserve ) જે દેશીઓએ સૈનિક અને અધિકારી

તરીકે કામ કર્યું હોય અને હાલ પેન્શનપર હોય તેમને આપત્તિ સમયે સરકાર બોલાવે ત્યારે મદદ કરવા તૈયાર રહેવું પડે છે. તેમની સંખ્યા ૩૬,૦૦૦ જેટલી છે.

(૬) (Indian Territorial Force) હિન્દી ટેરીટોરીયલ ફોર્સ. આ માટે નીચેનો પ્રશ્ન જુઓ.

## ૫ હિન્દી ટેરીટોરીયલ ફોર્સ. (Indian Territorial Force) અને યુનિવર્સીટીની ટુકડીઓ (University Training Corps.)

યુરોપીયનો અને એંગ્લો ઇન્ડિયનોને હિન્દી ઐચ્છિક સૈન્ય તરીકે તાલીમ મળે છે. હિન્દીઓને પોતાના દેશનું રક્ષણ કરવા દેવામાં આવતા નહોતા, પણ કેળવાયલા લોકોના પ્રયાસથી હાલમાં હિન્દી ટેરીટોરીઅલ ફોર્સની સ્થાપના કરવામાં આવી છે. તે સર્વને માટે ખુલ્લું છે હિન્દીઓએ તેમાં ભાગ લેવા માંડયો છે. તેઓ નાગરિકો છે અને તેઓને વર્ષમાં અમુક દિવસ સુધી લશ્કરી તાલીમ અને કવાયત શીખવાની હોય છે. તેઓ પછી પોતાના ધંધામાં લાગી જાય છે પણ જ્યારે તેઓને કવાયત અને કેમ્પીંગ માટે વર્ષમાં અમુક દિવસ બોલાવવામાં આવે છે ત્યારે તેમને જવું પડે છે.

યુનિવર્સીટીઓને, વિદ્યાર્થીઓ અને પ્રોફેસરોની બનેલી ટુકડીઓ ઉભી કરવાની છૂટ મળેલી છે. તે ટુકડીઓ હિન્દી ટેરીટોરીઅલ ફોર્સનો ભાગ ગણાય છે અને તે મુજબ શિક્ષણ અપાય છે તેવી મુંબઇ, કલકત્તા, અલ્હાબાદ, લાહોર, મદ્રાસ અને રંગુનની મળી છ યુનિવર્સીટી ટુકડીઓ છે. પટણા અને બનારસની પણ બે છે. ડૉ. આર. પી. પ્રાંજપે હિન્દી વિદ્યાર્થીઓને ફરજીઆત લશ્કરી શિક્ષણ આપવા માટે પ્રયાસ કરી રહ્યા છે.

## ૬ (સૈન્યખાતું અને ખર્ચ વગેરે) લશ્કરી વહીવટ

હિન્દી સૈન્યનો ઉપરી વડો સેનાધિપતિ છે. તે વળી ગવર્નર જનરલની કારોબારી સભાનો સભાસદ છે. તેના હાથ નીચે, નીચેના માણસો છે, જે સૈન્યખાતાના અમુક અમુક ભાગની વ્યવસ્થા કરે છે.

(૧) **ચીફ ઑફ સ્ટાફ** જે લશ્કરને તૈયાર રાખે છે અને કલ્પિત લડાઇઓ કરાવી તાલીમ આપે છે, અને જાસુસો દ્વારા ખબર મેળવે છે.

(૨) **ક્વાટર માસ્તર જનરલ** જે લશ્કરને જોઇતો સામાન પુરો પાડે છે, અને લાવવા લઇ જવાની ગોઠવણ કરે છે.

(૩) **એડજ્યુટન્ટ જનરલ** જે રંગરૂટ મેળવી તેમને કસરત, કવાયત, અને નિયમન શીખવી સૈનિક તરીકે તૈયાર કરે છે.

(૪) **ચીફ એન્જીનીયર** જે યુદ્ધ પ્રસંગે લશ્કરને માટે બાંધ કામ કરી આપે છે.

(૫) **મેડીકલ ઓફીસર** જે લશ્કરની સુખાકારીપર ધ્યાન આપે છે.

(૬) મીલીટરી સેક્રેટરી:- જે નિમણૂંક, ફેરબદલી, બઢતી અને પેન્શન વગેરેનું કામ કરે છે. તે લશ્કરી હિસાબ રાખનાર હિન્દી ખજાનચીના હાથ નીચે હોય છે, તેમજ બીજા નાના અમલદારો હોય છે.

**લશ્કરનું ખર્ચ:—**

હિન્દી સૈન્યનું ખર્ચ લગભગ રૂ. ૬૦ કરોડ જેટલું છે એટલે કુલ ખર્ચનો લગભગ ⅓ ભાગ લશ્કર ખાતે જાય છે. આ લશ્કરી ખર્ચ દુનીઆના બીજા દેશોના પ્રમાણમાં ઘણુંજ વધારે છે.

### ૭. સૈન્યને હિન્દીમય બનાવવાના પ્રયાસો.

મહાન્ વિગ્રહમાં સુધરેલા દેશના દશમા ભાગે લશ્કરમાં ભાગ લીધો હતો તે હિસાબે લશ્કરી તાલીમ લીધેલા બે કરોડ માણસો હિન્દમાં જોઇએ. હિન્દમાં માત્ર બે લાખ સૈનિકો છે તો તેના સો ઘણા હિન્દીઓને લશ્કરી તાલીમ આપવી એ આશ્ચર્યકારક વાત છે, કારણ કે પહેલાં અમુક વર્ગના માણસો સિવાય બીજાને લશ્કરમાં દાખલ થવાનાં દ્વાર બંધ હતાં. હાલ કેળવાયલા હિન્દી પુરુષોના પ્રયાસથી લશ્કરને હિન્દીમય બનાવવાની નીચે મુજબ યોજના થઇ છે.

(૧) ઇન્ડીઆ ડીફેન્સ ફોર્સ (India Defence Force) અથવા ઇન્ડીઅન ટેરીટોરીઅલ ફોર્સ (Indian Teritorial Force) જે માટે ઉપર જોઇ ગયા તે ઉપરાંત

(૨) પ્રતિવર્ષે **સેન્ડહર્સ્ટ રોયલ મીલીટરી કોલેજ**માં શિક્ષણ લેવા માટે ૧૦ હિન્દીઓને મોકલવા, જે ત્યાંનું શિક્ષણ લઇને આવ્યા બાદ ટૂકડીઓના ઉપરી થઇ શકે છે.

(૩) **સેન્ડહર્સ્ટ લશ્કરી કોલેજ**માં દાખલ થતા પ્રથમ લશ્કરી શિક્ષણ લેવા માટે ડેરાડુનમાં **પ્રિન્સ ઑફ વેલ્સ રોયલ ઇન્ડીયન મીલીટરી કોલેજની** સ્થાપના થઇ છે. આ ઉપરાંત એવો વિચાર કરવામાં આવે છે કે દહેરાડુનની લશ્કરી કોલેજમાં દાખલ **થવાની લાયકાત માટે અન્ય સ્થળોએ બીજી લશ્કરી શાળાઓ કાઢવી.**

(૪) આઠ ટૂકડીઓને જેમ બને તેમ જલદી તદ્દન **હિન્દીમય** બનાવવી એટલે તેના બધા અધિકારીઓ હિન્દી હોવા જોઇએ. **તે પ્રમાણે થવા માટે ૨૩ વર્ષની મુદત રાખવામાં આવી છે.**

### ૮. નૌકા સૈન્ય અને વિમાની ફોજ.

હિન્દનો લગભગ અડધો ભાગ સમુદ્રમાં ધસેલો છે. સમુદ્રદ્વારા પરરાજ્યોના હુમલામાંથી બચાવ કરવા માટે, વેપારનું સંરક્ષણ કરવા

માટે, યુદ્ધના પ્રસંગે લસ્કર અને સરંજામ એક સ્થળેથી બીજે સ્થળે દરીઆ વાટે લઇ જવા માટે, અંદામાનના ટાપુઓનું રક્ષણ કરવા માટે, ચાંચીઆ પકડવા માટે બ્રિટિશ નૌકા સૈન્ય તૈયાર હોય છે. તે હિન્દનું દરીઆ માર્ગે રક્ષણ કરતું હોવાથી હિન્દી સરકાર બ્રિટિશ સરકારને વાર્ષિક એક લાખ પૌંડ આપે છે. આ કારણને લઇ હિન્દને ખર્ચે મોટું નૌકાસૈન્ય રાખવાની જરૂર પડતી નથી. પણ થોડાં લડાયક બારકસોનું બનેલું બાદશાહી હિન્દી દરીઆઇ કાફલો (Royal Indian Marine) રાખવામાં આવ્યો છે. થોડાં વર્ષોમાં હિન્દી વિમાની કાફલાની સ્થાપના થઇ છે.

## પોલીસ.

## ૯. દેશની અંદરનો બંદોબસ્ત અને જાહેર સહીસલામતી.

પ્રથમ જોઇ ગયા કે દેશની બહારના હુમલાનું રક્ષણ લશ્કરથી થાય છે; હવે દેશની અંદરની સુલેહશાન્તિ અને બંદોબસ્ત કેવી રીતે જાળવવામાં આવે છે તે આપણે જોઇશું. પ્રજાને માટે કાયદા કેવી રીતે ઘડવામાં આવે છે તે આપણે જોઇગયા. હવે તે કાયદાનો ભંગ કરનાર ગુન્હેગારોને શોધી કાઢવા અને તે ગુન્હા થતા અટકાવવા માટે બંદોબસ્ત કરી દેશની શાન્તિ જાળવવી એ મેજીસ્ટ્રેટ, પોલીસ (અને જેલ) નું કામ છે. મેજીસ્ટ્રેટ કેવી રીતે દેશની સહીસલામતી જાળવવાના ઉપાય લે છે, તે આપણે હવે પછીના પ્રકરણમાં જોઇશું. પણ મનુષ્યની જીંદગીની અને મિલકતની સલામતીનું રક્ષણ કરનાર પોલીસ વિષે હાલ વિચારીએ.

## ૧૦. પોલીસની ફરજો.

પોલીસની ફરજો ત્રણ પ્રકારની છે. (૧) પ્રજામાંથી કોણે કયો ગુન્હો કર્યો તે શોધી કાઢી ગુન્હેગારોને પકડવા. (૨) ગુન્હેગારને

મેજીસ્ટ્રેટ પાસે ખડો કરી તેના ગુન્હા માટે શિક્ષા કરાવવી. (૩) ગુન્હા થતા અટકાવી દેશની શાંતિ જાળવવી. (૪) કેદમાં જઇ આવેલા નામીચા બદમાસોની હીલચાલ પર નજર રાખવી અને રૈયતનું જાનમાલનું રક્ષણ કરવું.

## ૧૧. પોલીસની રચના.

પોલીસનો વહીવટ સ્થાનિક સરકારને સોંપવામાં આવ્યો છે અને પ્રાંતિક સરકાર પોતાના પ્રાંતની પોલીસનો બંદોબસ્ત કરે છે. પ્રાંતની આખી પોલીસફોજ ઇન્સપેકટર જનરલ ઑફ પોલીસને તાબે છે. પ્રાંતના અમુક ભાગ પાડવામાં આવે છે અને તે આસિટન્ટ ઇન્સપેકટર જનરલને સોંપવામાં આવે છે. આ પોતાના વડા અમલદારને મદદ કરે છે. તેઓના હાથ નીચે દરેક જીલ્લામાં પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ હોય છે. તે ડિસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટને જીલ્લાનો બંદોબસ્ત જાળવવા મદદ કરે છે, અને તેના તાબામાં રહે છે. તેઓમાંના ઘણા વિલાયતમાંની જાહેર હરીફાઇની પરીક્ષામાં પાસ થનારા હોય છે, અને કેટલાક નીચલી પાયરીના લાયક હિન્દી અમલદારોને સુપ્રિન્ટેન્ડન્ટ ઑફ પોલીસની જગ્યા આપવામાં આવે છે. જીલ્લાના પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટને મદદ કરવાને આસિટન્ટ અથવા ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડન્ટને નીમવામાં આવે છે. જીલ્લાના અમુક ભાગ પાડવામાં આવે છે અને દરેકપર પોલીસ ઇન્સપેકટર નીમાય છે. અને તેના હાથ હેઠળ સબ ઇન્સપેકટરો (ફોજદારો) હોય છે. દરેક ઇન્સપેકટરને તાબે પોલીસ થાણાં હોય છે. આ ઉપરાંત દરેક ગામમાં ચોકીદાર અને પોલીસ પટેલ હોય છે. તેઓનું કામ પોલીસને ગુન્હેગારો પકડવામાં મદદ કરવાનું, ગુન્હેગારોને પકડી પોલીસને સ્વાધીન કરવાનું કે ગુન્હાની ખબર પોલીસને આપવાનું હોય છે.

મુંબઇ, મદ્રાસ, કલકત્તા વગેરે જેવાં મોટાં શહેરોમાં પોલીસ ફોજ પોલીસ કમિશનરના હાથ નીચે મુકવામાં આવે છે. તે

અમલદારને મદદ કરવા માટે તેના હાથ નીચે બીજા કેટલાક અમલદારો હોય છે. તે શહેરના અમુક ભાગ પાડી દરેકમાં પોલીસ સ્ટેશન રાખવામાં આવે છે, તેમજ દરેક અવરજવરના રસ્તા ઉપર પોલીસોને ઉભા રાખવામાં આવે છે કે જેથી લોકોને ગીર્દીવાળા અથવા ધમાલ વાળા રસ્તેથી પસાર થતાં જાનની ખુવારી ન થાય.

## ૧૧. પોલીસ ફોજના વિભાગ.

(૧) **શહેરોની અને ગામડાંની પોલીસ,** જેઓની ફરજ પોતાની ચોકીના તાબાના ભાગમાં સુલેહશાંતિ અને બંદોબસ્ત સચવાય અને પોતાના વડા અધિકારીઓને બનેલા ગુન્હા માટે વાકેફ રાખવાની છે.

(૨) **લશ્કરી સિપાઇઓ** (Military Police), જેઓની ફરજ જંગલી જાતોવાળા પરદેશમાં લુંટફાટ, હુલ્લડ, બંડ વગેરે સમાવી દેવાની છે. વળી આવે સ્થળે કેટલીક વાર હથીઆર વાળી પોલીસ (Armed Police) રોકવામાં આવે છે.

(૩) **રેલ્વે પોલીસ** (Railway Police), જે રેલ્વેની દેખરેખ રાખે છે, રેલ્વેમાંથી થતી ચોરીઓ વગેરે પકડે છે, સ્ટેશનો પર બંદોબસ્ત રાખે છે અને રેલ્વે લાઇનનું રક્ષણ કરે છે.

(૪) **આબકારી પોલીસ**(Excise Police) આ પોલીસ કોઇ પણ માણસને, દાનચોરી કરી એક સ્થળેથી બીજે સ્થળે (વ્યસની ચીજો) ભાંગ, ગાંજો, અફીણ વગેરે લઇ જનારને પકડે છે, તેમજ દારૂ ગાળનારને પકડે છે.

(૫) **અનામત પોલીસ** (Reserved Police) દરેક જીલ્લાના મથકે વધુના પોલીસ રાખવામાં આવે છે. જ્યારે કોઇ પણ સ્થળે બળવો અથવા હુલ્લડ થાય છે અથવા વધુ પોલીસની જરૂર પડે તેમ હોય તેવે સ્થળે આ પોલીસને મોકલાવી આપવામાં આવે છે.

(૬) **છુપી પોલીસ** સી. આઇ. ડી. **(Criminal Intelligence Department)** બદમાસો, સિક્કા, નોટસ વગેરે પાડનારા, ખોટા દસ્તાવેજ લખનારા, જુગારીઓ, ઠગલોકો તથા રખડતા તોફાની લોકો વગેરેનાં કૃત્યો સામાન્ય પોલીસ જાણી શકતી નથી, તે ગુન્હાની છુપી બાતમીઓ લાવવા માટે આ પોલીસોને રોકવા પડે છે.

## ૧૨. પોલીસને કેળવણી.

૧૮૬૧ થી પોલીસો રાખવાની ગોઠવણ થઇ છે, અને તેઓ વિરૂદ્ધ અવરનવર ફરીઆદો થવાથી, તેઓને સુધારવા સરકારે પ્રસંગે પ્રસંગે પગલાં ભર્યાં છે. નવા પોલીસોને જીલ્લાને મથકે કાયદાની માહિતી અને કવાયત શીખવવામાં આવે છે, તે ઉપરાંત સબ ઇન્સપેકટરો તૈયાર કરવા માટે નાસિકમાં શાળા ખોલવામાં આવી છે. તેનો અભ્યાસક્રમ ૧૮ માસનો છે.

## ૧૩ હિંદની જેલ પદ્ધતિ અને વિભાગ.

### જેલ પદ્ધતિ.

ગુન્હેગારને શિક્ષા થયા બાદ કેદખાનામાં (Jail) મોકલવામાં આવે છે. સામાન્ય રીતે દરેક કેદીને નવ કલાક કામ કરવાનું હોય છે અને તેઓને સેતરંજી વણવાનું, બગીચા બનાવવાનું, વણવાનું, કપડાં સીવવાનું, છાપવાનું વગેરે કામો શીખવવામાં આવે છે. આનો ઉદ્દેશ એટલોજ હોય છે કે કેદમાંથી છૂટા થયા બાદ તેઓને પોતાની આજીવિકાના સાધન માટે ફાંફાં મારવાં પડે નહિ. જેઓને સખત શિક્ષા કરવામાં આવી હોય છે, તેઓને શક્તિના પ્રમાણમાં સખત કામ સોંપવામાં આવે છે. જે કેદીઓ પોતાનું કામ કરતા નથી અથવા ગેરવર્તણુક ચલાવે છે, તેઓને વધુ કામ કરવું પડે છે અથવા જુદી

જુદી રીતે બીજી શિક્ષા કરવામાં આવે છે. જેઓની ચાલ ચલકત સારી હોય છે, તેઓની સજાની મુદતમાં ઘટાડો કરવામાં આવે છે, અને કેદીઓ પર દેખરેખ રાખવા દરોગા બનાવવામાં આવે છે.

સ્ત્રીઓને માટે જુદા વિભાગ હોય છે, તેમજ ૧૮ વર્ષની અંદરની ઉંમરના છોકરાઓને માટે સુધારવાની શાળા (Reformatory School) હોય છે. તેઓને ત્યાં લખતાં, વાંચતાં અને ઉદ્યોગ હુન્નર શીખવવામાં આવે છે. ગોરા કેદીઓને માટે જુદા વોર્ડ હોય છે.

જેને દેશનિકાલની અથવા કાળાપાણી કે જીંદગી ભરની સજા થઇ હોય તેઓને અંદામાન મોકલવામાં આવતા હતા. તેઓને કેટલોક વખત એકાંત કોટડીમાં રાખવામાં આવતા અને અન્હદ જુલમના ભોગ તેમને થવું પડતું. કેટલાક સીધા ચાલનારને કેટલીક છૂટ મળતી. કેટલાક ત્યાં સંસાર માંડતા. કેટલાકોની સજામાં ઘટાડો થઇ જીંદગીભરની શિક્ષા થવા છતાં અમુક સમય પછી પાછા આવવાની છુટ મળતી.

સામાન્ય રીતે શિક્ષાનો અર્થ જુલમ ગુજારી વેર વાળવાનો નથી હોતો, પણ સમાજીક સુધારો થાય તેવું જીવન ઘડવાનો હોય છે. આન્દામાનના કારાગૃહની કહાણી સર્વે મનુષ્યનાં હૃદય પીગળાવે એવી હોવાથી, હવે પછી તે સંસ્થાને નાબુદ કરવાનો વિચાર ચાલે છે.

**જેલોના વિભાગઃ—**

(૧) **સેન્ટ્રલ જેલ** (Central Jails) સામાન્ય રીતે પ્રાંતોમાં યોગ્ય સ્થળે હોય છે, જે એક વર્ષ કરતાં વધુ મુદતના કેદીઓ માટે હોય છે.

(૨) **જીલ્લા જેલો**:— દરેક જીલ્લાને મથકે જેલો હોય છે. તે જેલોમાં પંદર દિવસથી એક વર્ષ સુધીના કેદીઓ રહે છે.

(૩) પેટા જેલો તાલુકામાં હોય છે. જે ગુન્હેગારો પર કામ ચાલતુ હોય અથવા પંદર દિવસ કરતાં ઓછી મુદતના કેદીઓને ત્યાં રાખવામાં આવે છે.

## જેલના અધિકારીઓ.

દરેક પ્રાંતનું જેલખાતું ઇન્સ્પેકટર જનરલ જે આઇ, એમ, એસ (Indian Medical Service) હોય છે તેના હાથ નીચે મુકવામાં આવ્યું છે. તે પ્રાંતની બધી જેલો પર દેખરેખ રાખે છે. દરેક સેન્ટ્રલ જેલ પર સુપ્રિન્ટેન્ડન્ટ હોય છે, અને જીલ્લા જેલ સીવીલ સર્જનના તાબા હેઠળ હોય છે. જેલનો ઉપરી જેલર હોય છે, તે કલેકટર અને સીવીલ સર્જનની ઇચ્છા પ્રમાણે વર્તે છે. તે ઉપરાંત દરોગા (Warder) હોય છે, તે અમુક અમુક કેદીઓ પર દેખરેખ રાખે છે. મેડીકલ ઑફીસર કેદીઓની તંદુરસ્તી તરફ લક્ષ આપે છે અને કયા કેદીઓને જેલના દવાખાનામાં રાખવા તે નક્કી કરે છે.



# પ્રકરણ સાતમું



## ન્યાય



### ૧ પૂર્વ ઇતિહાસઃ

આપણે જોઇ ગયા કે દેશનો આંતરિક બંદોબસ્ત રાખવા માટે મેજીસ્ટ્રેટો અને પોલિસની જરૂર છે. કાયદાઓ કેવી રીતે ઘડવામાં આવે છે તેની પદ્ધતિ જોઇ ગયા પણ તે કાયદાઓનો અમલ બજાવનાર ખાતાની–અદાલતોના વહીવટની–તપાસ કરીએ. રેગ્યુલેટીંગ એક્ટથી કલકત્તામાં સુપ્રિમ કોર્ટની સ્થાપના થઈ હતી. પણ તેમાં ઘણી ખામીઓ હતી. લૉર્ડ મેકોલે ૧૮૩૩માં ધારાશાસ્ત્રી નીમાયો હતો. અત્યારે જે કાયદાનો અમલ થાય છે–ઇન્ડિયન પિનલ કોડ, સિવિલ પ્રોસીજર કોડ, અને ક્રીમીનલ પ્રોસીજર કોડ-તેની રૂપરેખા તેને આભારી છે. ૧૮૬૧ના પાર્લામેન્ટના કાયદાને લઇ મુંબઇ, મદ્રાસ અને કલકત્તામાં હાઇકોર્ટોની સ્થાપના થઇ. હાલ અલ્હાબાદ, પટના, લાહોર અને રંગુનમાં પણ હાઇકોર્ટો છે એટલે હિન્દમાં કુલ સાત હાઇકોર્ટો છે. તે કોર્ટ પોતાના પ્રાંતમાં ન્યાયનો ઇન્સાફ આપનારી છેલ્લી વરિષ્ટ અદાલતો છે. તેના ન્યાયાધીશોને શહેનશાહ નીમે છે.

બીજા પ્રાંતોમાં ચીફ કોર્ટ (Chief Court) અથવા જ્યુડિશિયલ કમિશનરની અદાલતો હોય છે. તેના ન્યાયાધીશોને ગવર્નર જનરલ નીમે છે. આંદામાન, એડન અને અજમેર મેરવાડાના પ્રાંતોમાં સમગ્ર હિન્દને લાગુ પડતા કાયદાઓનો અમલ થતો નથી અને બીજા

પ્રાંતોના જેવી ન્યાયની સામાન્ય અદાલતો પણ નથી, જેથી આ પ્રાંતો માટે ગવર્નર જનરલની સભાને તે પ્રાંતોને લગતા કાયદા (Regulations) બનાવવાની સત્તા આપવામાં આવી છે અને તે કાયદા પ્રમાણે ત્યાં અમલ થાય છે. આ પ્રાંતોને શિડ્યુલ્ડ ડિસ્ટ્રિક્ટ (Scheduled Districts) કહેવામાં આવે છે. બીજા પ્રાંતોમાં પ્રાંતિક કાયદા સિવાય સર્વત્ર એકજ પ્રકારના કાયદાનો અમલ થાય છે.

## ૨ કાયદાનું અંગઃ (The Body of the Law)

પ્રથમ જોઇ ગયા છીએ કે હિન્દને માટે કાયદાઓ પસાર કરનાર સૌથી શ્રેષ્ઠ સંસ્થા બ્રિટિશ પાર્લામેન્ટ છે. તે જે કાયદા પસાર કરે છે તે મુજબ બ્રિટિશ હિન્દમાં અમલ ચાલે છે. તેણે કાયદાથી આપેલી છૂટ મુજબ વડી તેમજ પ્રાંતિક ધારાસભાઓ અમુક હદમાં કાયદા ઘડે છે. આથી તે સંસ્થાઓએ પાસ કરેલા ધારા, બ્રિટિશ પાર્લામેન્ટે આડકતરી રીતે પાસ કરેલા કાયદા છે. વડી ધારાસભા સમગ્ર બ્રિટિશ હિન્દને માટે અમુક હદમાં કાયદા પસાર કરે છે, જ્યારે સ્થાનિક ધારાસભાઓ પોતાના પ્રાંતને માટે ધારા નક્કી કરે છે. પ્રાંતિક સરકારને મળેલા હક્ક મુજબ પ્રાંતિક ધારાસભા લોકલબોર્ડ, મ્યુનિસિપાલીટી જેવી સંસ્થાઓને લાગુ પડતા સામાન્ય કાયદા ઘડી કાઢે છે, તે કાયદા બ્રિટિશ પાર્લામેન્ટે પસાર કર્યા બરોબર છે. મ્યુનિસિપાલીટીને પોતાના ગામ માટે અમુક હદમાં બાય લૉઝ (Bye Laws) ઘડવાની સત્તા આપેલી હોય છે અને તેને અનુસરી જે કાયદા થાય તે અસલ કાયદાઓના ભાગ (અવયવ) ગણાય છે.

તેમજ મ્યુનિસિપાલીટીએ પોતાના તાબાની જે સંસ્થાઓને– ટ્રામ્વે કંપની, ઇલેક્ટ્રીક કંપની, ટેલીફોન કંપની વગેરેને–પોતાની સંસ્થાને લગતા પેટા કાનુનો (Bye Laws) ઘડવાની સત્તા આપી હોય છે, તે સંસ્થાઓ જે કાયદા ઘડે છે તેનો કાયદાના અંગમાં સમાવેશ થઇ જાય છે.

આ રીતે જોતાં બ્રિટિશ પાર્લામેન્ટ રૂપી મુખ્ય વૃક્ષના થડમાંથી વડી ધારાસભા, પ્રાંતિક ધારાસભા, મ્યુનિસિપાલીટીઓ, લોકલબોર્ડો, ટ્રામ્વે કંપની અને ઇલેક્ટ્રીક કંપનીઓ જેવી બીજી સંસ્થાઓ. શાખાઓ અને ડાળીઓ રૂપે નીકળેલી જણાય છે; અને તે કારણથી તે મહાન વૃક્ષના ગમે તે ભાગે પસાર કરેલા કાયદા, કાયદાના અંગના વિભાગ ગણાય છે. આ કારણથી ન્યાયની અદાલતોને બ્રિટિશ પાર્લામેન્ટના ધારા અનુસાર જે સંસ્થાઓને અમુક મર્યાદામાં કાયદા ઘડવાની સત્તા મળેલી છે, તેઓના ઘડેલા કાયદા, કાનુનો, અથવા નિયમોને માટે ન્યાય આપવાનો હોય છે.

## ૩ દિવાની અને ફોજદારી કાયદાઃ

ન્યાયનો વહીવટ જાણતા પ્રથમ કયો ગુન્હો ફોજદારી અથવા દિવાની ગણાય છે તે જાણવાની ખાસ જરૂર છે. જો કોઇ માણસ કોઇના જાનમાલને નુકશાન કરે તો તે ફોજદારી ગુન્હો ગણાય છે. પણ તેજ માણસ બીજા કોઇની મિલકતનો કબજો કરી તેને છોડતો ન હોય તો તે દિવાની તકરાર ગણાય છે. આ તકરારમાં એ વ્યક્તિ ગુન્હેગાર છે કે નહિ તે જોવાનું નથી. પણ તેનો તે મિલકતપર હક્ક છે કે નહિ તે જોવાનું છે.

કોઇ માણસ શ્રૉફને ત્યાંથી કાયદેસર ખાતું પાડી આપી અમુક રૂપીઆ ઉપાડી લાવ્યો, પછી તે માણસ શ્રૉફને તે નાંણાં પાછાં આપવા ના પાડતો હોય તો તે તકરાર દિવાની કોર્ટમાં ચાલી શકે છે. તેમજ કોઇ વંશપરંપરાની મિલકતનો હિસ્સો પોતાના ભાઇને ન આપે તો તે દિવાની તકરાર ગણાય છે. આથી જે તકરારથી જન સમાજને કંઇપણ નુકશાનકર્તા ન હોય પણ અમુક વ્યક્તિઓને પોતાના હક્કના ખરા અથવા ખોટાપણા માટે તકરાર હોય તે બધી તકરારો દિવાની ગણાય છે અને તેને લગતા કાયદાઓ દિવાની ગણાય છે.

કોઈએ એકાદ માણસનું ખુન કર્યું, કોઇનું ઘર ફોડી લૂંટ કરી, બનાવટી લખાણ કર્યાં અથવા સરકારના કાયદાનો ભંગ કરી અમુક વસ્તુઓ પોતાની પાસે રાખી તો તે બધા ગુન્હા ફોજદારી ગુન્હા તરીકે ગણાય છે. કોઇ ઇરાદાપૂર્વક બીજાને નુકશાન કરવા ખાતર તેના ઘરને આગ લગાડે તો તે કામ ફોજદારી ગુન્હાનું ગણાય છે. આથી જે ગુન્હો અમુક વ્યક્તિને લઇ આખી જનસમાજને નુકશાન કર્તા હોય તે ફોજદારી ગુન્હા ગણાય છે અને તેવું કામ કરનારા અમુક વ્યકિતના શત્રુ કરતાં રાજયના શત્રુ વિશેષ ગણાય છે. આ કારણથી ફોજદારી ગુન્હાને લગતા કાયદા તે ફોજદારી કાયદા ગણાય છે.

ફોજદારી તકરારોમાં સરકાર ફરીઆદી હોય છે, જ્યારે દિવાની તકરારમાં સરકારને કોઇ પણ પક્ષમાં રહેવાનું હોતું નથી. ફોજદારી કામોમાં સરકાર ફરીઆદી હોવા છતાં તેનો ઇન્સાફ સરકારી અમલદારોને (મેજીસ્ટ્રેટોને) આપવાનો હોય છે. તેમજ સરકારી વકીલ સરકાર તરફના કામો ચલાવે છે. જ્યારે દિવાની કામોમાં સરકાર કોઇ પક્ષમાં હોતી નથી અને તેના ઇન્સાફ માટે સરકારી અમલદારોને (જજોને) લવાદ તરીકે ખરાખોટાપણાની તકરારો નિર્ણય આપવાનો હોય છે. ફોજદારી ગુન્હાઓને ન્યાય આપનાર કોર્ટો ફોજદારી કોર્ટો કહેવાય છે અને દિવાની તકરારનો ન્યાય આપનાર અદાલતો દિવાની કોર્ટો કહેવાય છે. કેટલીક કોર્ટો બન્ને કામ કરે છે.

### ૪ દિવાની અને ફોજદારી અદાલતો

| દિવાની કોર્ટો | | ફોજદારી કોર્ટો |
|---|---|---|
| | ૧. પ્રિવિ કૌંસિલ | |
| | ૨ હાઇ કોર્ટ | |
| ૩ ડિસ્ટ્રિક્ટ કોર્ટ | | ૩ સેસન કોર્ટ |
| ૪ ફર્સ્ટ કલાસ સબજજ કોર્ટ | | ૪ ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ કોર્ટ |
| | | અથવા |

| | |
|---|---|
| | પ્રેસિડન્સી મેજીસ્ટ્રેટ કોર્ટ |
| ૫ સેકન્ડ કલાસ સબજજ કોર્ટ | ૫ સેકન્ડ કલાસ મેજીસ્ટ્રેટ કોર્ટ |
| ૬ સ્મોલ કોઝ કોર્ટ | ૬ થર્ડ કલાસ મેજીસ્ટ્રેટ કોર્ટ |
| | ૭ ઓનરરી (ફર્સ્ટ, સેકન્ડ ને થર્ડ કલાસ) મેજીસ્ટ્રેટ કોર્ટ |
| | ૮ સેનીટરી કમિટીઓ |

**૫. પ્રિવિ કૌંસિલ.** શહેનશાહને દરિઆ પારના બ્રિટિશ સામ્રાજ્યના મુલકોની અપીલ સાંભળવાની સત્તા છે. આ કારણથી દેશી રાજ્યો અને બ્રિટિશ હિન્દની ન્યાયની વડી અદાલતો (High Courts or Chief Courts) ના ચુકાદા સામે અપીલ કરવા માટે વિલાયતમાં પ્રિવિ કૌંસિલ છે. આ કોર્ટ-પ્રિવિ કૌંસિલની જ્યુડિશિયલ કમિટી, જેના જજો ધુરંધર ધારાશાસ્ત્રીઓ હોય છે તે કોર્ટ-હિન્દની દિવાની અને ફોજદારી તકરારોના ઇન્સાફ આપનારી છેવટની અદાલત છે. તે કોર્ટમાં કોઇ અસલ દાવો દાખલ થઇ શકતો નથી, તે ફક્ત નીચલી કોર્ટોએ આપેલા ચુકાદાની અપીલ સાંભળે છે. રૂ. ૧૦૦૦૦, ઉપરાંતની મિલકતના દિવાની દાવાઓ અને પ્રિવિ કૌંસિલને સાંભળવા લાયક ફોજદારી મુકરદમા છે એવું હાઇકોર્ટ સર્ટીફીકેટ આપે તેની અપીલ પ્રિવિ કૌંસિલમાં થઇ શકે છે. દિવાની તથા ફોજદારી કેસોમાં પ્રિવિ કૌંસિલનો ફેંસલો સંપૂર્ણ અને છેવટનો ગણાય છે. તેના નિર્ણય પર અપીલ કરવા માટે કોઇ વડી કોર્ટ નથી.

## ૬ હાઇ કોર્ટ, અને ચીફ કોર્ટો

પ્રથમ જોઇ ગયા કે હિન્દમાં સાત હાઇકોર્ટો છે. હાઇકોર્ટને તાબે તે પ્રાંતની બીજી બધી અદાલતો છે આ હાઇકોર્ટોના ન્યાયાધીશોની નિમણૂંક શહેનશાહ કરે છે. તેના વડા ન્યાયાધીશને ચીફ જસ્ટીસ કહે છે. તે, પ્રાંતની સર્વોપરી અદાલત હોવાથી તેના પર કોઇપણ

અટકાવ (પ્રતિબંધ) નાંખવામાં આવ્યો નથી, તેથી તે ગમે તેટલી રકમના દાવાના ચુકાદા આપે છે અને દેશપાર અથવા ફાંસીની સજા કરી શકે છે.

તેમાં અસલ દાવાઓનો તેમજ અપીલ તરીકે આવેલા દાવાઓનો નિર્ણય આપવામાં આવે છે. તે ફોજદારી તેમજ દિવાની મુકરદમા સાંભળે છે. જ્યારે તે ફોજદારી કેસો ચલાવે છે ત્યારે તે સેસન કોર્ટ છે એમ કહેવાય છે. તે વળી અસલ મુકરદમા ચલાવનાર શાખા પર અપીલ ચલાવી શકે છે, તેમજ તેના અમુક જજોએ આપેલા નિર્ણય ઉપર ફુલ બેન્ચમાં અપીલ સાંભળી શકે છે. તેને જમીન મહેસુલ સંબંધી મુકરદમા સાંભળવાની સત્તા નથી. જે પ્રાંતોમાં હાઇકોર્ટ નથી ત્યાં ચીફ કોર્ટ હોય છે. તેના ન્યાયાધીશોની નિમણુંક ગવર્નર જનરલ કરે છે. બીજી બધી રીતે તે કોર્ટોને હાઇકોર્ટો જેટલી સત્તા છે.

હાઇકોર્ટોના ન્યાયાધીશોની સંખ્યાના ૩ બેરિસ્ટરો હોય છે, બીજા ૩ હિન્દી સનંદી નોકરીના ન્યાય ખાતાના અને બાકીના હિન્દી વકીલો કે જેઓને દશ વર્ષની વકીલાતનો અનુભવ હોય છે તેમાંથી નીમાય છે.

(ब) હાઇકોર્ટની સત્તા:—

(૧) પોતાના તાબાની અદાલતો પર દેખરેખ રાખે છે અને તાબાની કોર્ટોએ કેવી રીતે કામકાજ ચલાવવું તેના કાયદા કાનુનો ઘડવાની સત્તા તેને હોય છે.

(૨) સર્વે નીચલી દિવાની અને ફોજદારી અદાલતોના ચુકાદા પર અપીલ સાંભળવાની સત્તા છે.

(૩) નીચલી કોઈ કોર્ટોમાં કોઇ કામ અટકાવવાની સત્તા અને એક અદાલતમાંથી બીજી અદાલતમાં કેસની ફેરબદલી કરવાની સત્તા છે.

(૪) સેસન્સ કોર્ટે દેહાંત શિક્ષા કરતાં પ્રથમ હાઇકોર્ટની મંજુરી મેળવવી જોઇએ છે.

(૫) નીચેની કોર્ટોના ચુકાદાનાં કાગળીઆં તપાસે છે.

(૬) ગવર્નર જનરલ, ગવર્નર અને કારોબારી સભાના સભ્યો અને હાઇ કોર્ટના જજો, પોતાની નોકરીના અંગેની ફરજો બજાવતાં કરેલા કામ માટે હાઇકોર્ટોની સત્તામાંથી મુક્ત છે.

(૭) હાઇકોર્ટોના ચુકાદા ઉપર પ્રિવિ કૌંસિલમાં અપીલ થઇ શકે છે.

## ૭ સેસન કોર્ટ.

દરેક પ્રાંતમાં એક અથવા વધારે જીલ્લાઓ મળીને ભાગ પાડવામાં આવે છે. તે ભાગમાં સેસન કોર્ટ સ્થાપવામાં આવે છે. સેસન કોર્ટમાં જો વધુ જજોની જરૂર જણાય છે તો તે વધારાના અને આસિસ્ટન્ટ જજો નીમવામાં આવે છે. જે ડિસ્ટ્રીક્ટ કોર્ટ ફોજદારી ગુન્હાઓનું કામ ચલાવે છે તેને સેસન કોર્ટ કહે છે. સેસન કોર્ટના ન્યાયાધિશો સર્વ પ્રકારની ગુન્હાની તપાસ ચલાવે છે. તેઓ વધુમાં વધુ દેહાંતની શિક્ષા હાઇકોર્ટની મંજુરી મળેથી કરી શકે છે. તેના જજો દિવાની કેસોનો ન્યાય આપે છે. સેસન કોર્ટોમાં અપીલની સુનાવણીઓ તેમજ મૂળ કેસો ચાલે છે. તે પોતાની તાબાની અદાલતો પર દેખરેખ રાખે છે.

## ૮ મેજીસ્ટ્રેટની કોર્ટો, અથવા ફોજદારી અદાલતો.

સેસન જજોના તાબા નીચે ત્રણ વર્ગના મેજીસ્ટ્રેટની અદાલતો છે. આ મેજીસ્ટ્રેટો સમક્ષ ફોજદારી કેસોની સુનાવણીઓ થાય છે.

(૧) ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ કોર્ટ.

દરેક જીલ્લાનો કલેકટર જેને ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ કહેવામાં આવે છે તે ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ હોય છે. આસિસ્ટન્ટ અને ડેપ્યુટી કલેકટરો તથા કેટલાક મામલતદારો પહેલા વર્ગના મેજીસ્ટ્રેટ હોય છે. તેઓ રૂ. ૧૦૦૦) સુધીનો દંડ અને બે વર્ષની કેદની શિક્ષા કરી શકે છે. તેઓ તેમના હાથ નીચેની કોર્ટોની અપીલ સાંભળે છે.

(૨) સેકન્ડ કલાસ મેજીસ્ટ્રેટ.

બીજા વર્ગના મેજીસ્ટ્રેટ મામલતદાર હોય છે તેઓને છ માસની સજા અને બસો રૂપીઆનો દંડ કરવાની સત્તા છે.

(૩) થર્ડ કલાસ મેજીસ્ટ્રેટ.

ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટ અવલ કારકુનો હોય છે, ને તેઓ એક માસની કેદ અને રૂ. ૫૦ સુધીનો દંડ કરી શકે છે.

જ્યારે કોઇ મેજીસ્ટ્રેટને એમ લાગે કે તહોમતદાર પોતાની સત્તામાં છે તેના કરતાં વધું શિક્ષાને પાત્ર છે, તો તે ઉપલા મેજીસ્ટ્રેટને તે કેસ મોકલાવી આપે છે. તેજ મુજબ ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ સેસન જજના તરફ કેસ મોકલાવે છે. આ મેજીસ્ટ્રેટો મહેસુલી અધિકારી તરીકે કામ કરે છે. ગુન્હા અટકાવવા માટે સારી ચાલ ચલકતના જામીન લેવાની સત્તા મેજીસ્ટ્રેટને આપવામાં આવેલી છે.

મુંબઇ જેવા પ્રાંતોના પાટ નગરોમાં પ્રેસિડન્સી મેજીસ્ટ્રેટો હોય છે. તેઓને પહેલા વર્ગના મેજીસ્ટ્રેટની સત્તા હોય છે પણ તેઓને જીલ્લા મેજીસ્ટ્રેટોની માફક મહેસુલી અધિકારીઓનું કામ કરવાનું હોતું નથી. આ બધા મેજીસ્ટ્રેટો પગારદાર સરકારી અધિકારીઓ છે. તે ઉપરાંત ઑનરરી મેજીસ્ટ્રેટો હોય છે. તેઓ પણ પહેલા બીજા અને ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટો કહેવાય છે. તેઓ જનસમાજમાં સંભાવિત

ગૃહસ્થ હોય છે. આ મેજીસ્ટ્રેટોની યોજના મોટાં ગામ (Towns) અને શહેરોમાં કરવામાં આવી છે. તેઓ અઠવાડિઆમાં અમુક દિવસ નાના ગુન્હાઓના કેસો ચલાવે છે જેથી બીજી અદાલતોનું કામ ઓછું થાય છે. તેઓ બીન પગારદાર હોય છે.

મોટા શહેરોમાં ઘણા અકસ્માત થાય છે તેથી જાનની ખુવારી થાય છે. તે મૃત્યુ પામનાર કેવી રીતે મૃત્યુ પામ્યો તેની તપાસ કોરોનરની કોર્ટમાં થાય છે.

સરકાર, છલાકાના પાટનગરમાંના કેટલાક સંભાવિત મનુષ્યોને સુલેહના અમલદારો ( Justice of Peace) તરીકે નીમે છે તેઓ કંઇ ન્યાયનું કામ કરતા નથી તેથી તે ઇલ્કાબ રૂપે ધારણ કરે છે.

## ૯ દિવાની અદાલતો.

(૧) દરેક જીલ્લામાં ડિસ્ટ્રીક્ટ જજોની કોર્ટો હોય છે. તે દિવાની મુકરદમાનો નિકાલ કરે છે, તે રૂ. ૧૦,૦૦૦ સુધીના મૂળ કેસો ચલાવે છે અથવા તેની નીચલી સબ્ઓર્ડીનેટ જજોની કોર્ટના દાવાઓની અપીલ સાંભળે છે, તે ફર્સ્ટ અને સેકન્ડ કલાસ જજોની અદાલતો પર દેખરેખ રાખે છે. તે જ્યારે ફોજદારી ચુકાદા આપવાનું કામ કરે છે, ત્યારે સેશન કોર્ટ કહેવાય છે.

(૨) ફર્સ્ટ કલાસ સબ્ઓર્ડીનેટ જજોની કોર્ટો ગમે તેટલી રકમના અસલ દિવાની દાવા ચલાવી શકે છે. તેઓને સેકન્ડ કલાસ સબ્ઓર્ડીનેટ કોર્ટોની અપીલ સાંભળવાની સત્તા આપવામાં આવે છે.

(૩) સેકન્ડ કલાસ સબ્ઓર્ડીનેટ જજની કોર્ટ અથવા મુનસફ કોર્ટ.

આ કોર્ટમાં પાંચ હજાર સુધીની રકમના દિવાની દાવા ચલાવવામાં આવે છે.

(૪) કેટલાંક શહેરોમાં સ્મૉલ કૉઝ કોર્ટ હોય છે, તે રૂ. ૨૦૦૦ સુધીના દિવાની દાવાઓનો નિકાલ કરે છે. તે ઘણી ઝડપથી અને ઓછા ખર્ચે ન્યાય આપે છે. ફક્ત કાયદાના મુદ્દા પૂછવા સિવાય તેના ચુકાદાને લગતી હાઇકોર્ટમાં અપીલ થઇ શકતી નથી. ઇલાકાના કેટલાંક નગરમાં દેવાળીઆઓ માટે નાદારી કોર્ટ હોય છે.

## ૧૦ જ્યુરર અને એસેસર.

સેસન કોર્ટમાં ફોજદારી ગુન્હાની તપાસ માટે ન્યાયાધીશનો ન્યાય આપવાના કામમાં મદદ કરવા માટે યોગ્ય શહેરીઓને દાખલ કરવામાં આવે છે. તેઓ પંચ (Jurors), અથવા એસેસર (Assessors) કહેવાય છે. જ્યુરરના મત પ્રમાણે ન્યાયાધીશને ચુકાદો આપવાનો હોય છે. પણ જ્યારે ન્યાયાધીશ તેમના નિર્ણયથી જુદો પડે છે ત્યારે તે મુકરદમો હાઇકોર્ટમાં મોકલાવી આપવો પડે છે. એસેસરોના મત મુજબ ન્યાયાધીશ ચુકાદો આપવા બંધાયેલો હોતો નથી. હાઇકોર્ટમાં અસલ ફોજદારી મુકરદમો જ્યુરીની મદદ વડે ચલાવે છે.

## ૧૧ અપીલ:

ત્રીજા અને બીજા વર્ગના ચુકાદા સામે ડિસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ પાસે અપીલ નોંધી શકાય છે અને પહેલા વર્ગના મેજીસ્ટ્રેટના ફેંસલાની વિરુદ્ધ સેશન જજ પાસે અને તેના નિકાલની ઉપર હાઇકોર્ટમાં અપીલ થઇ શકે છે. તેજ મુજબ સબજજની કોર્ટના ચુકાદા સામે ડિસ્ટ્રિકટ જજ અને તેના નિર્ણય સામે હાઇકોર્ટમાં અપીલ થઇ શકે છે. છેવટે પ્રિવિ કૌંસિલમાં અપીલ કરી શકાય છે અને તેનો નિર્ણય છેવટનો છે. પણ મોતની જીંદગીભરની શિક્ષા ભોગવનારાઓને ગવર્નર અને વાઇસરાયને માફી બક્ષવાની સત્તા હોય છે.

## ૧૨ ગોરાઓનો ન્યાય.

દિવાની દાવાઓમાં કાળા અને ગોરાઓ વચ્ચે કાયદાઓમાં કંઇ ફેર રાખવામાં આવ્યો નથી. પણ ફોજદારી ગુન્હા માટે ગોરાઓનો (Europeans) ન્યાય સામાન્ય મેજીસ્ટ્રેટની સમક્ષ થતો નથી. તેઓનો કેસ ડિસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ આગળ ચાલે છે અને જેમાં અર્ધો અર્ધ યુરોપીઅન અથવા અથવા અમેરિકન હોય એવી જ્યુરી માગવાનો હક્ક તહોમતદારોને હોય છે.

## ૧૩ કાયદાના અધીકારીઓ.

વડી કારોબારી સભામાં લૉ મેમ્બર (Law Member) હોય છે જે વડી ધારાસભામાં દાખલ કરવામાં આવતા દરેક કાયદા ઘડી કાઢે છે. પ્રાંતિક સરકારને કાયદાની સલાહ આપનાર, એડવોકેટ જનરલ અને સરકારી વકીલો હોય છે. જે સરકારની વતીથી કેસો ચલાવે છે અને સરકારને કાયદા સંબંધી સલાહ આપે છે.

## ૧૪ મેજીસ્ટ્રેટ અને જજ.

અવલ કારકુન, મામલતદાર, ડેપ્યુટી કલેકટર, આસિસ્ટન્ટ કલેકટર અને કલેકટર તે બધા મેજીસ્ટ્રેટ છે. તે ઉપરાંત તેઓ મહેસુલ અધિકારી છે અને રાજ્ય વહીવટના ખરા જોખમદાર છે. આ કારણથી તેઓ મેજીસ્ટ્રેટ તરીકે ફોજદારી ગુન્હાના ચુકાદા આપે છે અને મહેસુલી અમલદાર તરીકે મહેસુલ ઉઘરાવે છે અને જમીનને લગતા વાંધાઓનો નિકાલ કરે છે. તેઓ સરકારના જોખમદાર નોકર હોવાથી જીલ્લા કે તાલુકામાં જાહેર સલામતી જળવાય તેવા ઉપાય તેઓને યોજવા પડે છે, સરકારનાં બીજા ખાતાં ઉપર દેખરેખ રાખવાની હોય છે અને બંદોબસ્ત જાળવવાનો હોય છે. આ કારણથી મેજીસ્ટ્રેટ ન્યાય આપનાર અધિકારી છે અને તેને તે ન્યાય આપી ગુન્હેગારને

શિક્ષા કરી બેસી રહેવાનું હોતું નથી, પણ તેવા ગુન્હા ન બને તેવાં જાપતાનાં પગલાં લેવાનાં હોય છે, પ્રજાના જાનમાલનું સંરક્ષણ થાય તેવા ઉપાય લેવાના હોય છે અને રાજ્ય તંત્રમાં ખરો ભાગ બજવવાનો હોય છે.

મુનસફો (સેકન્ડ કલાસ સબજજ) ફર્સ્ટ કલાસ સબજજ વગેરે જજ કહેવાય છે અને તેઓ દિવાની કેસોના ફેંસલા આપે છે. તેઓને તેમની સમક્ષ આવેલા કેસોનો ચુકાદો આપવાનો હોય છે. આથી તેઓને ન્યાય આપી રાજ્ય વહીવટમાં બીજું કંઇ કરવાનું હોતું નથી. આ રીતે મેજીસ્ટ્રેટ ફોજદારી ન્યાયાધીશ અને સરકારના પ્રતિનિધિ તરીકેનું કામ કરે છે, જ્યારે જજ ફકત દિવાની ન્યાયાધીશનું કામ કરે છે. મેજીસ્ટ્રેટને દિવાની અને જજને ફોજદારી ન્યાય આપવાનો હોતો નથી.



## પ્રકરણ ૮



# નાણાંખાતું.



## ૧. પૂર્વ ઇતિહાસ.



કોઇપણ જાહેર સંસ્થા કે રાજ્યને સુવ્યવસ્થિત ચલાવવા માટે નાણાંની પ્રથમ જરૂર પડે છે. રાજ્યમાં કેવી રીતે અને કેટલાં નાણાં (એકત્ર થઇ શકશે) ઉઘરાવી શકાશે અને રાજ્ય કારભાર ચલાવવા કેટલાં અને કયા પ્રકારે નાણાં ખર્ચવામાં આવશે તેની વ્યવસ્થા કરનાર જે ખાતું તે નાણાં ખાતું છે. કંપની સરકારના વખતમાં નાણાં ખાતાની વ્યવસ્થિત પદ્ધતિ ન હતી. ૧૮૫૮ ના બળવા પછી હિંદનું રાજ્ય બ્રિટિશ શહેનશાહની હકુમત નીચે આવ્યું ત્યારથી (નાણાં ખાતાનો સભાસદ) ખજાનચી નીમાવા લાગ્યો. સન ૧૮૬૦ માં ખજાનચી તરીકે મી. જેમ્સ વિલ્સન ઇંગ્લેન્ડથી આવ્યો. તેણે નાણાં ખાતું પદ્ધતિસર મૂકવા પ્રયત્ન કર્યો. રેગ્યુલેટિંગ એક્ટથી હિન્દના વડા અધિકારી તરીકે ગવર્નર જનરલ હતો, ને પ્રાંતોના ગવર્નર પોતાના પ્રાંતની મહેસુલ ઉઘરાવી વડી સરકારને આપતા ને પ્રાંતોનો વહીવટ ચલાવવા માટે ગવર્નરોને ગ્રાન્ટ આપવામાં આવતી. આ પ્રાંતિક ગ્રાન્ટની (Provincial Grant) પદ્ધતિથી પ્રાંતિક સરકારને વડી સરકારની કૃપા પર આધાર રાખવો પડતો હતો. તેમજ પ્રાંતિક સરકારની નજર ઉપજ વધારવા કે ખર્ચમાં ઘટાડો

કરવા તરફ રહેતી નહિ. આવી બીન જવાબદાર પદ્ધતિને લઇ ઘણું અનિષ્ટ પરિણામ આવતું. લોર્ડ મેયોના વખતમાં (૧૮૭૦) પ્રાંતોને કેટલાંક ખાતાં (પોલીસ, કેળવણી, જેલ, વૈદક, જાહેર બાંધકામ અને નોંધણી) સોંપવામાં આવ્યાં અને તે ખાતાંની આવક ઉપરાંત પ્રાંતોના ખર્ચને પહોંચી વળવા માટે અમુક નિર્ણિત ગ્રાન્ટ (Fixed Grant) આપવામાં આવી. આથી પ્રાંતોને ખર્ચમાં કરકસર કરી બચેલાં નાણાં પોતાને મનગમતા ઉપયોગમાં લેવાની સ્વતંત્રતા મળી. પ્રાંતિક સરકારને વધુ જવાબદારીનો બોજો સોંપવા માટે ૧૮૭૭ માં અને પછી **લોર્ડ રીપને** કેટલાક સુધારા કરી નવેસરથી ખાતાંની વહેંચણી કરી હતી તે મુજબ કેટલાંક આવકવાળાં ખાતાં પ્રાંતિક સરકારને સુપરત કરવામાં આવ્યાં. (નોંધણી, જંગલ, ન્યાય, ઇરીગેશન) વગેરે કેટલાંક ખાતાં વડી સરકારને હસ્તક રહ્યાં. (જકાત, તાર, ટપાલ અને રેલ્વે, અફીણ, મીઠું, લશ્કર, ખંડણી, ટંકશાળ વગેરે) અને કેટલાંક ખાતાં વડી તેમજ પ્રાંતિક સરકારોના વચ્ચે સહીયારા રહ્યાં. (જમીન, મહેસુલ, સ્ટેમ્પ, આયપતવેરો, આબકારી, જંગલ વગેરે) આ સહીયારાં ખાતાંની (Devided Heads) પદ્ધતિમાં સુધારા વધારા થઇ તે **મોન્ટફર્ડ સુધારા** સુધી ચાલુ રહી.

૧૯૧૯ ના સુધારાથી વડી અને પ્રાંતિક સરકારોનાં નાણાં ખાતાં જુદાં રહેવા લાગ્યાં. (૧) સહીયારાં ખાતાંની પદ્ધતિ નાબુદ કરવામાં આવી. પ્રાંતિક સરકારને હસ્તકનાં ઉપજખર્ચના ખાતાં માટે તેને જવાબદાર ગણવામાં આવી અને જે વડી સરકારના હસ્તકનાં ખાતાં હતાં તેના ઉપર વડી સરકારનો કાબુ રહ્યો. **આથી** વડી સરકારના રાજ્યવહીવટમાં જે ખોટ રહી તે પ્રાંતિક સરકારને આપવાના ફાળામાંથી (Provincial Contribution) પૂરવામાં આવે છે. **આથી** મીઠું એ વડી સરકારને હસ્તકનું ખાતું છે અને તેમાં વધારો અથવા ઘટાડો કરવો એ હિન્દી ધારામંડળમાં થઇ શકે છે,

જ્યારે આબકારી ખાતું એ પ્રાંતિક સરકારને સોંપેલું ખાતું છે તેથી તેને લગતા ફેરફાર કરવા એ પ્રાંતિક સરકારને હસ્તક છે. આ કારણથી વડી સરકારનો પ્રાંતિક નાણાંના વહીવટ પરનો કાબુ ઓછો કરવામાં આવ્યો છે. (૨) પ્રાંતિક સરકારને લોન કાઢીને નાણાં ઉછીનાં લેવાની અને દેવું કરવાની છૂટ આપી છે. (૩) પોતાના પ્રાંતના ખર્ચને પહોંચી વળવા માટે મોજમજાહ અને આનંદના સાધનો ઉપર કર નાખવાનો હક્ક આપવામાં આવ્યો છે. (૪) વધેલી સિલિકનો ઉપયોગ કરવાની પ્રાંતોને સંપૂર્ણ છૂટ મળી છે. (૫) દુષ્કાળના સંકટને પહોંચી વળવા માટે પ્રાંતોને જવાબદાર ગણવામાં આવ્યા છે અને તેને માટે દર વર્ષે અંદાજ પત્રકમાં જોગવાઇ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે.

## ૨. વડી ધારાસભાની ઉપજખર્ચના આંકડા.

| આવક ખાતાં | લાખ રૂપીઆ | ખર્ચ ખાતાં | લાખ રૂપીઆ |
|---|---|---|---|
| ૧ ખંડણી વગેરે | ૮૧૦ | ૧ મહેસુલ ઉઘરાવવાનું ખર્ચ | ૬૦૭ |
| ૨ અફીણ | ૩,૫૬ | | |
| ૩ મીઠું | ૬,૯૫ | ૨. રાજ્યવહીવટ ખર્ચ | ૧૦૨૮ |
| ૪ જકાત | ૪,૬૩૫ | ૩ તાર, ટપાલ | ૯,૭૬ |
| ૫ આવક વેરો | ૧૭,૩૫ | ૪ વ્યાજ | ૧૫૩૯ |
| ૬ રેલ્વે | ૫,૨૪ | ૫ લશ્કરી ખર્ચ | ૬૦,૨૬ |
| ૭ તાર અને ટપાલ | ૧૦,૪૧ | ૬ જાહેર બાંધકામ | ૨૦૯ |
| ૮ વ્યાજ | ૪૦૯ | ૭ હુંડીઆમણ અને ચલણ | ૫,૨૭ |
| ૯ લશ્કરી ઉપજ | ૪,૦૧ | | |
| ૧૦ પ્રાંતિક ફાળો | ૧૩૨૭ | ૮ પરચુરણ | ૨૧,૩૨ |
| ૧૧ પરચુરણ જંગલ | ૧૪૩૫ | ૯ સિલિક | ૩,૨૪ |
| કુલ | ૧૩૩૬૮ | કુલ | ૧૩૩૬૮ |

## ૩ વડી સરકારની આવક અને ખર્ચ વિગત.

હિન્દના ૮૦ ટકા જેટલા માણસો પોતાનું ગુજરાન ખેતીની આવકમાંથી કરે છે, પણ તે ખાતું પ્રાન્તિક સરકારને હસ્તક હોવાથી પ્રાન્તિક નાણાં ખાતાની વિગતમાં તેની ચર્ચા કરીશું. હાલમાં વડી સરકારને કયાં કયાં ખાતામાંથી આવક છે તે તપાસીએ.

### (૨) ખંડણી.

દેશી રાજ્યોનું બ્રિટિશ સરકાર રક્ષણ કરતું હોવાથી અને તેઓને શાન્તિ અને સુલેહમાં રાખતા હોવાથી પ્રથમથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે દેશી રાજ્યો હિન્દી સરકારને દર વર્ષે ખંડણી આપે છે.

### ૨. અફીણ.

સરકારની પરવાનગી સિવાય અફીણનું વાવેતર કરનાર, બનાવનાર અને વેચનાર ગુન્હાને પાત્ર થાય છે. અફીણનો મોટો વેપાર ચીન સાથે છે. ચીના લોકો અફીણના બંધાણી રહે એવી યુક્તિ પ્રયુક્તિઓ થાય છે. સરકાર અફીણની નિકાસ ઉપર અને દેશમાં વેચાતા અફીણ ઉપર કર લે છે અને તેમાંથી ઘણી આવક આવે છે. નૈતિક દૃષ્ટિએ હિંદી સરકારની અફીણ સંબંધીની રાજ્યનીતિ દોષપાત્ર ગણાય છે.

### ૩. મીઠું.

રાયથી રંક સુધી જેનો ઉપયોગ કરે છે એવી વસ્તુ મીઠું છે. તે વળી જનાવરોને ખવડાવવામાં આવે છે ને ઝાડને ઉછેરવા માટે મૂળીયામાં નાંખવામાં આવે છે. આ રીતે મીઠું ગરીબ લોકોની હર હંમેશની વસ્તુ છે. સરકારે અમુક સ્થળે મીઠું ઉત્પન્ન કરી બંગાલી એક મણ ઉપર રૂ. ૧ા નો કર લેવાનું ઠરાવ્યું

છે. તે કર સન ૧૯૨૩ માં પ્રજાના વિરોધ છતાં વાઇસરોયના સર્ટીફીકેટથી રૂ. ૨ાા નો રાખવામાં આવ્યો હતો. હાલ તે ઘટાડી રૂ. ૧ા રાખેલો છે. પ્રજાકીય સભાસદો અને રાષ્ટ્રનેતાઓ આ કરને અઘટિત ગણી નાબુદ કરવા અથવા નહિ જેવો કર લેવા ઘણા વર્ષોથી પ્રયત્નો કરે છે.

### ૪. જકાત.

વડી સરકારની આવકોમાં સૌથી વધુ આવક જકાતની છે. દેશના હુન્નર ઉદ્યોગનો આધાર જકાત ઉપર છે. ગમે તે પછાત દેશ પોતાના દેશના હુન્નર ઉદ્યોગને પોષવાને માટે પરદેશથી આયાત થતા માલ ઉપર ભારે જકાત નાંખે છે. આપણો દેશ વેપારી પેઢીને સ્વાધીન થયો અને તે હાલ બ્રિટિશ સરકારની હકૂમત નીચે આવ્યો છે પણ ઇંગ્લેન્ડના વેપારને પોષવાની સ્વાભાવિક ભાવના હિંદી સરકારને હોય છે. તેથી હિંદમાં બનતા માલ ઉપર કર (Excise duty) લેવાય છે. તેમજ પરદેશમાંથી આયાત થતા માલ ઉપર જકાત લેવાય છે. પરમુલકોમાં નિકાસ થતી કેટલીક વસ્તુઓ–ચોખા વગેરે પર જકાત લેવામાં આવે છે.

### (૫) આવક વેરો.

૧૮૬૦ થી હિંદમાં વધી ગએલા દેવાને પહોંચી વળવાને ઉપજ ઉપર વેરો લેવાની શરૂઆત થઇ. તેમાં ઘણા ઘણા ફેરફાર થયા છે. ખેતીવાડી સિવાયના ધંધાની આવક પર આ ઉપજ વેરો લેવામાં આવે છે, કારણકે સરકાર ખેતીની ઉપજમાંથી જમીન મહેસુલ લે છે. તેના ઉપર આવક વેરો લેવામાં આવે તો ખેતીના ધંધા ઉપર બમણો કર લેવાય. હાલમાં લેવાતો કર સન ૧૯૧૭ ના કાયદા પ્રમાણે નીચે મુજબ છેઃ—

૩. ૧૦૦૦ થી બે હજારની આવક ઉપર કર લેવાનું ૧૯૧૯ થી બંધ કરવામાં આવ્યું છે.

(૧) રૂ ૨૦૦૦–૫૦૦૦ની આવક ઉપર રૂપીએ પાંચ પાઇ લેખે

(૨) રૂ ૫૦૦૦–૧૦૦૦૦ની આવક ઉપર રૂપીએ છપાઇ પ્રમાણે

(૩) ૧૦૦૦૦–૨૫૦૦૦ની આવક ઉપર રૂપીએ પોણા આના પ્રમાણે.

(૪) રૂ ૨૫૦૦૦ થી ૫૦૦૦૦ સુધીની આવક ઉપર રૂપીએ આના પ્રમાણે.

તે ઉપરાંત આવક ઉપરના વેરાને સુપરટેક્સ કહે છે અને પચાસ હજારથી વધુ આવક ઉપર દર પચાસ હજારે અર્ધો આનો વધુ દર ગણવામાં આવે છે.

## (૬) રેલ્વે.

કેટલીક રેલ્વેઓ સરકારી છે. સરકારને તેમાંથી આવક આવે છે અને વ્યાજ વગેરે આપવાનું ખર્ચ પણ કરે છે. એકંદરે સરકારને ચાર પાંચ કરોડ રૂપીઆ તેમાંથી બચત રહે છે હાલમાં રેલ્વે બજેટ જુદું રજુ કરવામાં આવે છે.

## (૭) તાર અને ટપાલ.

સરકારે લોકોને સગવડ આપવા માટે તાર અને ટપાલ ખાતાની સ્થાપના કરી હતી. હવે તે આવકના સાધન તરીકે થયું છે. પ્રજા ફકત એક પૈસામાં કાર્ડ અને બે પૈસામાં પરબીડીઆ દ્વારા પત્ર વહેવાર કરી શકતી હતી તેના હવે બમણા દર કરવામાં આવ્યા છે, એટલે બે પૈસામાં કાર્ડ અને ચાર પૈસામાં પરબીડીઆ દ્વારા પત્ર વહેવાર કરી શકે છે. તે મુજબ મનીઓર્ડરના દરમાં પણ વધારો કરવામાં આવ્યો છે. જેથી દસ રૂપીઆ સુધીની રકમ પર બે

આના મનીઑર્ડર ફીના આપવા પડે છે. વળી ઓછામાં ઓછા ચાર આનાથી તારથી સંદેશ મોકલાવી શકાતા હતા તે હવે ઓછામાં ઓછા બાર આનાથી મોકલાવી શકાય છે. આ પ્રમાણે કરના દર વધારવા છતાં તે પ્રમાણમાં આવક આવી નથી. હાલમાં ચોકખી આવક લગભગ એક કરોડ રૂપીઆની છે.

(૮) વ્યાજ.

સરકારે દેશી રાજ્યો, મ્યુનિસિપાલીટીઓ, પોર્ટટ્રસ્ટો વગેરેને નાણાં ધીર્યાં છે; અને તેમાંથી આવક આવે છે, પણ તે ઉપરાંત સરકારને લડાઇને લીધે દુષ્કાળશમન માટે તથા રેલ્વેઓ, નહેરો તથા બીજાં કેટલાક આવકવાળા ખાતાંને અંગે દેવું કરવું પડયું છે અને તે દેવાની રકમનું વ્યાજ સરકારે પ્રજાને આપવું પડે છે. આપવાના વ્યાજની રકમ ઘણી મોટી છે અને તે ખાતે સરકારને ચોકખું આઠથી દસ કરોડ રૂપીઆનું ખર્ચ ભોગવવું પડે છે.

## ૯ લશ્કરી ખર્ચ.

લશ્કરી ખાતામાંથી થોડી આવક આવે છે પણ તે ખાતું ખરૂં જોતાં ખરચાળ ખાતું છે. લશ્કરી સામાન બીનઉપયોગી હોય છે તે વેચી નાખવામાં આવે છે અને તેને લઇ જે આવક આવે છે તે લશ્કરી ઉપજ ખાતે જમા થાય છે. પણ સૈન્ય, નૌકાખાતું, હવાઇ ફોજનાં નિભાવ ખાતે જે ખર્ચ થાય છે તે હિંદના કુલ ખર્ચનો લગભગ ત્રીજો ભાગ છે. જો કે રૂશીઆ અને અફઘાનિસ્તાનના ભયમાંથી હિંદને રક્ષણ આપવાને આ લશ્કર રાખવામાં આવે છે પણ તેના બધા વડા અધિકારીઓ ગોરાઓ હોય છે. તેમજ કેટલુંક ગોરૂં લશ્કર રાખવામાં આવે છે. આ ગોરા સૈનિકો અને અધિકારીઓને હિંદીઓ કરતાં ઘણા ભારે પગાર આપવામાં આવે છે.

તેમજ તેઓ ફક્ત થોડાંજ વર્ષ અત્રે નોકરી કરી વિલાયત પાછા ફરે છે. તે સઘળાને આવવા જવાનું તેમજ તૈયાર કરવા વગેરેનું ખર્ચ હિંદને શીર હોય છે. આ ખર્ચ સંબંધી હિંદી પ્રજાજનોએ ઘણા સમયથી પોકાર ઉઠાવ્યો છે. લશ્કરી ખર્ચમાં ઘટાડો કરવા માટે સરકારને ઘણી વખત નમ્ર ભાવે પણ કહેવામાં આવ્યું છે તેમજ તે ખર્ચ હિંદની ઉન્નતિના માર્ગોમાં અંતરાય રૂપ હોવાનું જણાવવામાં આવ્યું છે, છતાં ખર્ચમાં જોઇતો ઘટાડો થયો નથી. હિંદના વિસ્તારના પ્રમાણમાં લશ્કરની સંખ્યા ઘણા વધુ પ્રમાણમાં નથી પણ હિંદનું ખર્ચ જોતાં લશ્કરી ખર્ચ (દુનીયાના બીજા મુલકોના) પ્રમાણમાં ઘણું વધુ છે. સરકારે કેટલીક ટુકડીઓ હિંદીમય બનાવવાનું જણાવ્યું છે.

## (૧૦) પ્રાન્તિક ફાળો.

શરૂઆતમાં આપણે જોઇ ગયા કે કેટલાંક ખાતાં વડી સરકારને હસ્તક રાખ્યાં છે, પણ તેથી વડી સરકારનું ખર્ચ પૂરૂં થતું નથી. આ કારણથી કેટલાક પ્રાન્તોની આવક ખર્ચનો વિચાર કરી તેઓને અમુક ટકા વડી સરકારને આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. આ રકમ પ્રાન્તિક ફાળો કહેવાય છે. મુંબઇને ૯ ટકા, બંગાળાને ૧૦ ટકા અને મદ્રાસને ૪૭ ટકા વગેરે પ્રાન્તોને અમુક ટકા વડી સરકારને આપવાના હોય છે. કેટલાક પ્રાન્તોને (બિહાર ઓરીસા) તે ફાળામાંથી મુક્ત કરવામાં આવ્યા છે.

## (૧૧) પરચુરણ આવક.

મુંબઇ ઇલાકા સિવાય બીજા પ્રાન્તોમાં જંગલનું ખાતું વડી સરકારને હસ્તક છે. તેની દેખરેખ રાખવાને માટે સરકારને ખર્ચ થાય છે પણ એકંદરે આવક વધુ હોય છે. આ ખાતું અથવા એવાં

બીજા ખાતાં જે બીજા કેટલાક પ્રાન્તોને સોંપવામાં ન આવ્યાં હોય તેની આવક પરચુરણ આવકમાં ગણવામાં આવે છે.

વડી સરકારને હસ્તક આવકવાળાં કયાં ખાતાં છે અને તે ખાતાંને અંગે શું ખર્ચ થાય છે તે આપણે જોઇ ગયા પણ તે ઉપરાંત બીજાં કેટલાંક એવાં ખાતાં છે કે જેમાં ખર્ચ થાય છે. તેની વિગત નીચે મુજબ છે.

(૧) મહેસુલ ઉઘરાણી ખર્ચ અને મુલકી રાજવહીવટ ખર્ચ.
વડી સરકારને હસ્તક કેટલાંક ખાતાં છે પણ તે ખાતાંને લગતા કર ઉઘરાણીનું કામ પ્રાંતિક સરકાર કરે છે. આ કારણથી વડી સરકાર તે કામની બદલ પ્રાંતિક સરકારોને ઉઘરાણીનો ખર્ચ આપે છે. રાજ્યનો વહીવટ કરવા માટે જે જે શાહી નોકરોની નિમણુંક કરવામાં આવી હોય છે તે બધાનું તથા તેઓના ખાતાને લગતું સર્વ ખર્ચ વડી સરકારમાંથી પડે છે.

(૨) રેલ્વે, તાર, ટપાલ, લોનોનું વ્યાજ અને લશ્કરી ખર્ચ વિષે તે તે ખાતાંને લગતી આવકની વિગતમા ખર્ચ સંબંધી જણાવવામાં આવ્યું છે.

### (૩) હુંડીઆમણ અને ચલણ

આ ખાતા વિષે અર્થશાસ્ત્રના અભ્યાસીઓજ બરાબર સમજી શકે તેમ છે, પણ તે સંબંધી અમે કંઇક રૂપરેખા આપી અટકીશું. હીંદી સરકાર પર બ્રિટિશ સરકારનો કાબુ છે. (૧) હિન્દી વજીર અને તેની સભા સિવાયને લગતું જે કંઇક વહીવટ ખર્ચ થાય છે તે, (૨) કોઇ અંગ્રેજ અમલદાર રજા ઉપર હોય અથવા પેન્શન ઉપર હોય તો તેને આપવામાં આવતો પગાર, (૩) હિંદ માટે ઇંગ્લેંડમાં ખરીદવામાં આવતા સામાનનું ખર્ચ, (૪) હિંદ માટે ઇંગ્લે-

ડમાં કરેલા દેવાનું વ્યાજ તે વગેરે ખર્ચને હોમ ચાર્જીસ (Home Charges) કહેવામાં આવે છે. ઇંગ્લેન્ડમાં સોનાનું ચલણ છે. હિન્દમાં ચાંદીનું ચલણ છે. ઈંગ્લેન્ડમાં હોમ ચાર્જીસનાં જે નાણાં આપવાનાં હોય, તે ત્યાંના સિક્કા-પૌંડમાં હોય છે, જ્યારે હિંદમાં મહેસુલ વગેરે ચાંદીના સિક્કામાં-રૂપીઆમાં-ઉઘરાવવામાં આવે છે. સોના ચાંદીના ભાવ સ્થિર રહેતા નથી તેથી પૌંડ અને રૂપીઆ વચ્ચેના હુંડીઆમણનું પ્રમાણ (Market Rate of Exchange) એક સરખું રહેતું નથી. હિસાબની સરળતાની ખાતર સરકારે દસ રૂપીઆ બરાબર એક પૌંડનું પ્રમાણ નક્કી કર્યું છે, પણ ઇંગ્લેન્ડના વહેપારીઓને અથવા બીજાઓને રૂપીઆ આપવાના હોતા નથી. હિંદી વજીર તેઓને પૌંડ આપે છે પછી તે તેટલા પૌંડની હુંડીઓ હિંદી સરકાર ઉપર લખે છે. તે હુંડીઓને કૌંસિલ બીલ કહેવામાં આવે છે. અંગ્રેજ શરાફો તે હુંડીઓ ખરીદી તેઓના હિંદમાંના આડતીઆ ઉપર મોકલાવી આપે છે. તે આડતીઆઓ તે કૌંસિલ બીલનાં નાણાં હિંદી સરકાર પાસેથી લે છે. હિંદી વજીર કોઇ માલની કીંમત ૨૦ પૌંડ હોય તે ખરીદ કરે તો એક પૌંડના દસ રૂપીઆ લેખે હિંદી સરકારને રૂ. ૨૦૦) આપવાના થાય. પણ હુંડીઆમણનો બજાર ભાવ ૧ રૂપીઆ બરાબર ૧ શી. ૪ પેન્સ હોય તો હિંદી સરકારને રૂ ૩૦૦) આપવા પડે. આથી હિંદી સરકારને લગભગ ૫૦ ટકા જેટલો વધુ ખર્ચ થાય છે. તે ખર્ચ હુંડીઆમણ ખાતે નોંધવામાં આવે છે. આ રીતે હુંડીઆમણની અસ્થિરતાને લઇને હિંદને ઘણું સહન કરવું પડે છે. હિંદના અર્થશાસ્ત્રીઓ આ ખોટને પહોંચી વળવા માટે હિંદમાં સોનાનો સિક્કો દાખલ કરાવવા માટે પ્રયાસો કરી રહ્યા છે. આ ગંભીર પ્રશ્નનો નીવેડો લાવવા માટે હાલમાં કરન્સી કમિશન (Currency Commission) બેઠેલું છે, તે શા નિશ્ચય ઉપર આવે છે તે જોવાનું રહ્યું.

હિંદમાં ચલણ તરીકે ચાંદીના, નીકલના અને તાંબાના સિક્કાઓ છે. તે ઉપરાંત કાગળની નોટો પાડવામાં આવે છે. સરકારને આ સિક્કાઓમાંથી કેટલોક ફાયદો થાય છે. પણ હુંડીઆમણ અને ચલણ ખાતે એકંદર ચાર પાંચ કરોડ રૂપીઆનો ખર્ચ હિંદી સરકારને ભોગવવો પડે છે.

## (૪) જાહેર બાંધકામ ખાતું

આ ખાતામાં દેશના રસ્તાઓ, નદીઓ પરના પૂલ, સરકારી મકાનો અને પ્રાચીન મકાનોને સારી સ્થિતિમાં રાખવાં વગેરેનો સમાવેશ થાય છે.

## (૫) પરચુરણ ખર્ચ.

પ્રથમ જણાવી ગયા છીએ કે હિંદી વજીર અને તેની સભા સિવાય હિંદને લગતી બીજી બાબતોનું (હાઇ કમિશનર વગેરેનું) ખર્ચ હિંદી સરકારને માથે છે. તે ખર્ચ તથા બીજા ખર્ચનો સમાવેશ આ ખાતે કરવામાં આવે છે.

## ૪ વડી સરકારનાં નાણાં પર કાબુ

## (अ) બ્રિટિશ પાર્લામેન્ટનો કાબુ

હિન્દી સરકારના ઉપજ અને ખર્ચ પર સૌથી છેવટનો કાબુ બ્રિટિશ પાર્લામેન્ટનો છે. પાર્લામેન્ટમાં હિંદનું બજેટ પસાર કરાવવું પડે છે અને હિંદી વજીર અને તેની સભાનો ખર્ચ પાર્લામેન્ટ મંજુર કરે છે. આ રીતે બ્રિટિશ પાર્લામેન્ટ હિંદી વજીરને હિંદની મહેસુલ અને ખર્ચ માટે જવાબદાર ગણે છે. હિંદની મહેસુલ પણ શહેનશાહને નામે ઉઘરાવવામાં આવે છે. હિંદની બહાર પાર્લામેન્ટની મંજુરી

સિવાય લશ્કરી ખર્ચ કરી શકવામાં આવતો નથી. આ રીતે બ્રિટિશ સરકારનો કાબુ હિંદનાં નાણાં પર છે, પણ ખરી સત્તા હિંદી વજીરને હસ્તક છે. **'જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટી'** એ હિંદી વજીર અને તેની સભાને જે બાબતમાં હિંદી સરકાર અને તેનું ધારામંડળ એક વિચારનું હોય તેની વચ્ચે ન પડવાની ભલામણ કરી છે.

## (આ) વડા ધારામંડળનો નાણાં પરનો કાબુ

**મોન્ટફર્ડ** સુધારાથી વડી સરકારનાં નાણાંખાતા પર વડી ધારાસભા અથવા રાજસભાનો કાબુ નહિ જેવોજ છે. વડીધારાસભા બજેટ પર ચર્ચા કરી શકે છે. પણ તેને મત આપવાનો અધિકાર નથી. તે ઉપરાંત જાહેર દેવાના વ્યાજ, લશ્કર અને નૌકાસૈન્ય, હિંદી વજીરે નીમેલા સનંદી નોકરોના પગાર વગેરે ખાતાં પર કોઇપણ સભાનો મતાધિકાર હોઇ શકતો નથી. વળી સરકાર એકલીજ કોઇપણ કર નાંખવાની દરખાસ્ત લાવી શકે છે. બન્ને સભાના કોઇપણ બીન અધિકારી સભ્યોને નવો કર નાંખવા અથવા નવું ખર્ચ કરવું કે સરકારે જણાવેલા ખર્ચ કરતાં વધુ ખર્ચ કરવા માટેનો ઠરાવ લાવવાની છૂટ નથી. વડી ધારાસભાના બીન અધિકારી સભ્યો સરકારે જણાવેલા કર અથવા ખર્ચના ગ્રાન્ટ મંજુર કરવા, અથવા ના મંજુર કરવા કે તેમાં ઘટાડો કરવા માટે પોતાના મત આપી શકે છે. પણ સરકાર ધારાસભાના વધુમતથી પસાર થએલા ઠરાવ પ્રમાણે વર્તવા બંધાયેલી નથી. આ રીતે ધારા મંડળને ફક્ત સરકારનાં નાણાં વહીવટ પર સપ્રમાણ વિચારો રજુ કરવાની છૂટ મળેલી છે અને તેની અસર તાત્કાલિક થતી નથી પણ સરકારને ભવિષ્યમાં તે ઉપર વિચાર કરવો પડે છે. સરકારી ખર્ચ બરાબર ખરચાય છે કે નહિ તેની તપાસ રાખવા માટે વડી ધારાસભાના ૧૨ સભ્યોની (કે બીન સરકારી સભ્યો ચુંટાયલાઓની) પબ્લિક એકાઉન્ટસ કમિટી બેસે છે.

### (૬) વાઇસરૉયની નાણાંખાતા પર સત્તા

વડી ધારાસભાએ જો કોઇ પણ કર અથવા ખર્ચ નામંજુર કર્યો હોય તો તે હિંદના રાજ્યવહીવટ માટેની તેની જોખમદારીની ફરજને અંગે તે, તે કર અથવા ખર્ચની ગ્રાન્ટ સર્ટિફીકેટ આપી મંજુર કરી શકે છે અને તે પ્રમાણે અમલ થાય છે. લૉર્ડ રીડિંગે મીઠા ઉપર રૂ રાા નો કર સર્ટિફીકેટ આપી કાયમ રાખ્યો હતો. (૧૯૨૩). તેમજ હિન્દી મીલ ઉદ્યોગ પરની 'એકસાઇઝ ડયુટી' ઑર્ડીનન્સ બહાર પાડી કાઢી નાંખી છે (૧૯૨૫). વડી તેમજ પ્રાંતિક સરકારના નાંણાં ખાતાની દેખરેખ 'કોન્ટ્રોલર જનરલ ઓફ એકાઉન્ટન્ટસ રાખે છે. વાઇસરોય આફતના પ્રસંગે ધારા મંડળમાં રજુ કર્યા સિવાય ગમે તે ખર્ચ મંજુર કરી શકે છે.

### ૫. વડી સરકારનું બજેટ.

સરકારનું નાંણાંખાતાનું નવું વર્ષ એપ્રીલથી શરૂ થાય છે. તેથી દર વર્ષે માર્ચ માસમાં ધારા મંડળની આગળ ખજાનચી ગયા વર્ષનો આવક ખર્ચનો પાકો હિસાબ, ચાલુ વર્ષના સુધારેલા આવક ખર્ચના આંકડા અને આવતા વર્ષના અડસટેલ ખર્ચ અને ઉપજના આંકડાનો હિસાબ—બજેટ—રજુ કરે છે. અંદાજ પત્રમાં આવતા વર્ષમાં શા ખાતે કેટલી આવક આવશે અને શા ખાતે કેટલું ખર્ચ કરવામાં આવશે તેના નક્કી કરેલા આંકડાનો હિસાબ હોય છે. બજેટમાં કેટલાક કર નવેસરથી નાંખવાના, વધારવાના, ઓછા કરવાના અથવા કાઢી નાંખવા સંબંધીની વિગતો હોય છે; તેમજ અંદાજ આવકમાંથી કયે ખાતે કેટલું ખર્ચ કરવું તેની વિગત હોય છે.

કારોબારી સભાએ તૈયાર કરેલું બજેટ ખજાનચી મુકરર કરેલે દિવસે વડી ધારાસભા અને રાજસભામાં રજુ કરે છે. પ્રથમ તે આખા બજેટ પર બન્ને સભામાં સામાન્ય ચર્ચા થાય છે, પણ તે સમયે મત લેવામાં આવતા નથી. રાજસભાનું બજેટ પરનું કાર્ય આટલેથીજ

સંપૂર્ણ થાય છે. તેને બજેટમાં દર્શાવેલા ખર્ચની ગ્રાન્ટ મંજુર કરવા માટે મત આપવાનો અધિકાર નથી. ખજાનચી બન્ને સભાઓમાં થએલી ચર્ચાઓનો તે તે સભાઓમાં જવાબ આપે છે. પછી બજેટમાં જણાવેલા ખર્ચની માગણીઓ મંજુર કરાવવાની ભૂમિકા શરૂ થાય છે. ખજાનચી જેના મત લેવાના હોય તે ખર્ચની ગ્રાન્ટ એક પછી એક વડી ધારાસભામાં મૂકે છે. આ વખતે સભ્યો તે દરેક ખર્ચની વિગતોમાં ઉંડા ઉતરી ચર્ચા કરે છે અને મત આપે છે. કોઇ પણ ખર્ચની માગણી પર બે દિવસ કરતાં વધુ દિવસ ચર્ચા લંબાવવામાં આવતી નથી અને ફક્ત પંદર દિવસમાં બધી માગણીઓ ઉપર ચર્ચા કરી મત આપવાના હોય છે. તે દરમ્યાન ધારાસભા પોતાને યોગ્ય લાગે તે ખર્ચમાં કાપકુપ કરે છે અથવા તે ખર્ચ નામંજુર કરે છે. આ બજેટ પછી વાઇસરૉય સમક્ષ રજુ કરવામાં આવે છે અને ધારાસભાએ સુચવેલા સુધારા સ્વીકારવા જેવા ન હોય તો તે પોતાની સત્તાથી, ખજાનચીએ રજુ કરેલી ખર્ચની રકમ સર્ટિફીકેટ આપી મંજુર કરી શકે છે અને ધારાસભાના નિર્ણયનો નકાર કરવામાં આવે છે.

નવા કર નાંખવા તથા ફેરફાર કરવા માટે કાયદા બનાવવાની પદ્ધતિ પ્રમાણે કામ લેવામાં આવે છે. રાજસભાને ખર્ચનાં નાણાં મંજુર કરવાનો અધિકાર નથી પણ કર નાંખવાને લગતાં અથવા તેમાં વધારો ઘટાડો કરવા બાબતનાં બીલ પર મત આપવાનો અધિકાર છે. રાજસભામાં નાણાંને લગતું બીલ પ્રથમ દાખલ થઇ શકતું નથી. વડી ધારાસભામાં તે બીલ દાખલ થયા પછી તે રાજસભામાં રજુ કરી શકાય છે.

### ૬. પ્રાંતિક ઉપજ ખર્ચ.

દરેક પ્રાંતની આવક અને ખર્ચ એક સરખાં હોતાં નથી. અત્રે મુંબઇ ઇલાકાના સ. ૧૯૨૫-૧૯૨૬ના આવક અને ખર્ચના મુખ્ય સાધનોના આંકડા નીચે આપવામાં આવે છે.

| આવક ખાતાં | હજાર રૂપીઆ | ખર્ચ ખાતાં | હજાર રૂપીઆ |
|---|---|---|---|
| ૧ જમીન મહેસુલ | ૫૬૦૦૦ | ૧ રાજવહીવટી ખર્ચ | ૨૯૬૭૧ |
| ૨ આબકારી | ૪૪૯૬૯ | ૨ પોલીસ અને જેલ | ૧૯૨૯૭ |
| ૩ સ્ટેમ્પ | ૧૭૭૦૦ | ૩ આબકારી | ૫૨૩૩ |
| ૪ નોંધણી ફી | ૧૩૦૫ | ૪ ન્યાય ખાતું | ૭૬૩૮ |
| ૫ જંગલ | ૭૪૦૫ | ૫ કેળવણી | ૨૧૩૪૨ |
| ૬ રમત ગમત અને મોજ શોખનો કર | ૯૫૦ | ૬ આરોગ્ય અને તબીબી | ૮૦૮૦ |
| ૭ જાહેર બાંધકામ | ૫૪૩૬ | ૭ જાહેર બાંધકામ | ૧૧૭૮૦ |
| ૮ પરચુરણ | ૨૩૧૦૨ | (ઇરિગેશન) | ૩૪૪૦૦ |
| | | ૮ જંગલ | ૪૬૮૮ |
| | | ૯ રજીસ્ટ્રેશન | ૭૩૨ |
| | | ૧૦ પ્રાંતિક ફાળો વગેરે | |
| | | પરચુરણ | ૧૮૦૯૬ |
| કુલ ઉપજ | ૧૫૬૮૬૭ | કુલ ખર્ચ | ૧૬૦૯૫૭ |

## ૭. પ્રાંતિક ઉપજ ખર્ચની વિગતઃ—

### (૧) જમીન મહેસુલ.

હિંદ એ ખેતીપ્રધાન દેશ છે. તેની વસતીના ૮૦ ટકા જેટલા લોકોના જીવનનો આધાર ખેતી છે. કેટલાક પ્રાંતમાં જમીનનો કર કાયમી (Permanent) અને બીજે મુદતવારી (Temporary)

છે. વળી આ કર બે રીતના લેવાય છે, ખેડુતો સરકારને સીધી રીતે કર આપે છે તે રૈયતવારી પદ્ધતિ કહેવાય છે અને ખેડુતો અને સરકારની વચ્ચે જમીનદાર હોય છે જેઓ સરકારના કર ભરે છે, તે પદ્ધતિને જમીનદારી પદ્ધતિ કહેવામાં આવે છે. મુંબઇ ઇલાકામાં રૈયતવારી પદ્ધતિ છે. (આ બાબતની વધુ વિગત જમીન મહેસુલ પદ્ધતિમાં પ્રકરણ ૧૦ મામાં આપવામાં આવી છે.) સરકારને સૌથી વધુ આવક જમીન મહેસુલમાંથી મળે છે.

## (૨) આબકારી ખાતું.

તાડી, દારૂ, ભાંગ, ગાંજો વગેરે કેફી ચીજો પર જે કર લેવાય છે તેને આબકારી કર કહેવાય છે. સરકાર આ કેફી ચીજોને વેચવાને માટે ફી લઇ ઇજારા આપે છે. અફીણની માફક સરકાર દારૂ, તાડી વગેરે વસ્તુઓ બનાવે છે અને પછી ઇજારાવાળાઓને તે વેચવા માટે આપે છે. જે લોકો સરકારની પરવાનગી સિવાય ગેર કાયદેસર આ ચીજો ઉત્પન્ન કરે છે અથવા વેચે છે કે વધુ પ્રમાણમાં પોતાના વાપર માટે રાખે છે તેઓને દંડ વગેરેની શિક્ષા થાય છે. આ સર્વમાંથી સરકારને ઘણી કમાણી થાય છે. સરકારની આ રાજ્યનીતિને ઘણા નેતાઓએ વખોડી કાઢી છે અને તે ચીજોના વેચાણની બંધી કરવા માટે પ્રયાસ કર્યા છે; પણ સરકારને તે ખાતાંમાંથી સારૂં ઉત્પન્ન થતું હોવાથી અને મહેસુલને ધોકો લાગે એમ હોવાથી તે કેફી ચીજોનું વેચાણ બંધ કરી શકતી નથી. કેટલાંક દેશી રાજ્યોએ મહેસુલના જોખમે દારૂની બંધી કરી છે.

## (૩) સ્ટેમ્પ.

સરકારે રૂ. ૨૦)ની ઉપરનાલેવડ દેવડ ઉપર સ્ટેમ્પ લાગાડવાને કાયદો કર્યો છે. સ્ટેમ્પ લગાડયા સિવાયની લેવડદેવડ કાયદેસર ગણાતી નથી.

કોઇ પણ સ્થાવર મિલકતની આપલે વખતે પણ સ્ટેમ્પનો ઉપયોગ કરવાનો નિયમ હોય છે. સરકારના ન્યાય ખાતામાં પણ દાવાની રકમના પ્રમાણમાં સ્ટેમ્પની ફી ભરવી પડે છે. આ રીતે સરકારને સ્ટેમ્પમાંથી આવક થાય છે, તેમજ રૈયતને ન્યાય આપવા માટે સ્થાપેલી અદાલતોનો ખર્ચ કરવો પડે છે. એકંદરે સરકારને આ ખાતે બચત રહે છે.

(૪) નોંધણી ( Registration )

કોઇ પણ મિલકતની આપ લે, દસ્તાવેજો કરીને કરવામાં આવે છે. પણ તેના ખરા અથવા ખોટાપણા માટે પાછળથી તકરાર ન થાય તે માટે તે દસ્તાવેજોને સરકારના રજીસ્ટ્રેશન ખાતામાં નોંધવામાં આવે છે. સરકાર તે બદલ ફી લે છે તે ફીમાંથી ખર્ચ કર્યા છતાં આવક વિશેષ રહે છે.

(૫) જંગલ.

ફક્ત મુંબઇ ઇલાકાને જંગલખાતું સોંપવામાં આવ્યું છે. જંગલમાં થતા સાગ અને બીજી વસ્તુઓમાંથી સરકારને પેદાશ થાય છે.

(૬) રમત ગમત અને મોજશોખનાં સાધનો.

સામાન્ય રીતે નાટક, સિનેમા, ઘોડદોડની શરતો, સંગીતના જલસા વગેરેમાં ઘણા ગૃહસ્થ લોકો ભાગ લે છે. આ કારણોથી તે સંસ્થાઓ પર સરકારે કર નાંખ્યો છે.

(૭) જાહેર બાંધકામ ખાતું.

સરકાર કેટલાંક મકાનો અથવા નિરૂપયોગી સામાન વેચી નાખે છે તેમાંથી ઉત્પન્ન આવે છે, પણ સરકારને તે ખાતે વધુ ખર્ચ કરવું પડે છે. મકાનો, નહેરો, પુલ વગેરે બાંધવામાં ઘણું ખર્ચ થાય છે.

પ્રાન્તિક સરકારની આવકનાં સાધનો જોયાં, હવે ખર્ચનાં કયાં કયાં ખાતાં છે તે તપાસીએ.

## (૧) રાજ્ય વહીવટી ખર્ચ તથા મહેસુલ ઉઘરાણીનો ખર્ચ.

જમીન મહેસુલ ઉઘરાણીના ખર્ચમાં મુખી, તલાટી અને રાવણીઆથી માંડી કલેકટર સુધીના બધા અધિકારીઓના પગારના ખર્ચનો સમાવેશ થાય છે. તેમજ રાજ્યવહીવટી ખર્ચમાં પ્રાન્તના ગવર્નર સુધીના અમલદારોના પગારનો ખર્ચ આવી જાય છે.

## (૨) પોલીસ અને જેલ.

રાજ્યનો બંદોબસ્ત જાળવવા અને સુલેહ શાન્તિ માટે પોલીસ રાખવામાં આવે છે. તેમજ ગુન્હેગારોને શિક્ષા કરેલી હોય છે તે માટે કારાગૃહોની જરૂર છે. આ સર્વ ખર્ચ પ્રાન્તિક સરકાર કરે છે.

## (૩) કેળવણી.

સરકારની, પ્રજાને કેળવણી આપવાની ફરજ છે. યુરોપ વગેરે દેશોમાં ફરજીયાત શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે, આપણા પ્રાન્તમાં પણ ફરજીયાત પ્રાથમિક શિક્ષણ આપવાનો ધારો પસાર કરવામાં આવ્યો છે તેનો લાભ કેટલેક સ્થળે લેવામાં આવે છે. હજુ તેની શરૂઆત છે. આ ખાતે સરકારને ખર્ચ કરવું પડે છે.

## (૪) આરોગ્ય.

જન સુખાકારી જાળવવી એ પણ સરકારની ફરજ છે. આ કારણથી દવાખાનાં વગેરેની સ્થાપના કરવામાં આવી છે. સરકારને આ માટે ખર્ચ થાય છે.

## (૫) ઇરિગેશન.

ખેતીનો આધાર વરસાદ પર રહે છે. પણ તે વરસાદનું ઘણું પાણી સમુદ્રમાં વહી જાય છે. તે પાણીનો સંગ્રહ કરવા માટે સરકાર

મોટાં મોટાં તળાવો બંધાવે છે અને ખેતીને જ્યારે પાણીની જરૂર પડે ત્યારે તેમાંથી ફી લઇ પાણી પુરૂ પાડવામાં આવે છે. એ ઉપરાંત મોટી નદીઓમાં બંધ નાંખી પાણીનો જમાવ કરી નહેરોદ્વારા ખેતીને પાણી આપવામાં આવે છે. સરકારને શરૂઆતમાં ખર્ચ કરવુ પડે છે પણ તેમાંથી દર વર્ષે ઉત્પન્ન આવે છે.

## (૬) દુષ્કાળ નિવારણ

વરસાદના વાખા હોય છે તેથી ખેતી થઇ શકતી નથી. અનાજની અને પાણીની તંગી હોય છે. ઢોરને પુરતો ચારો મળતો નથી. આ સ્થિતિ અસહ્ય હોય છે. તેનું નિવારણ કરવા સરકાર ખેડુતોને તગાવી આપે છે. જ્યાં સારો પાક થયો હોય ત્યાંથી અનાજ લાવે છે. ઘાસની પણ સગવડ કરવામાં આવે છે. આ દુષ્કાળ નિવારણ ખાતે દરેક પ્રાન્તને દર વર્ષે અમુક રકમ જુદી મુકવી પડે છે અને તે રકમમાંથી દુષ્કાળ વખતે ખર્ચ કરવામાં આવે છે.

## ૮ પ્રાંન્તિક નાણાંખાતા ઉપર કાબુ.

## (અ) વડી સરકાર અને હિન્દી વજીરની સત્તા

વડીસરકાર અને હિન્દી વજીરની પ્રાન્તિક નાણાં ખાતાં પરની સત્તાની હદ નક્કી કરવામાં આવી નથી. સામાન્ય રીતે જ્યાંસુધી વડી સરકારના કે બીજા પ્રાન્તોના નાણાંખાતાને ડખલ ન થાય ત્યાંસુધી તેઓને વચ્ચે ન પડવાની ભલામણ કરવામાં આવી છે. તેમજ પ્રાન્તિક સરકાર અને તેની ધારાસભા એકમત હોય તો તેઓ વચ્ચે પડતા નથી. તેઓ સ્વાયત્ત ખાતાં માટે પ્રાન્તિક સરકારના નાંણાખાતા પર સત્તા ધરાવે છે પણ સોંપાયલા ખાતાંના નાણાં પર તેમની તેટલી સત્તા હોતી નથી. કોન્ટ્રોલર અને એકાઉન્ટન્ટ જનરલ પ્રાંતિક સરકારનાં નાણાં પર કાબુ ધરાવે છે.

## (આ) પ્રાન્તિક ધારાસભાની સત્તા

મહેસુલ ઉઘરાવવા સંબંધીની અને ખર્ચ કરવા બાબતની બધી દરખાસ્તો પ્રાન્તિક સરકાર તરફથી ધારાસભા આગળ લાવવામાં આવે છે. ધારાસભાના બીન અધિકારી સભ્યો નવો કર અથવા ખર્ચ કરવા માટે કંઇપણ દરખાસ્ત લાવી શકતા નથી. તેઓ સરકારે ખર્ચને માટે માગણી કરેલી રકમ મંજુર કરે છે, ઓછી કરે છે અથવા નામંજુર કરે છે પણ ધારાસભા ખર્ચમાં વધારો કરવાની સત્તા ધરાવતી નથી. તેમજ સરકારે લેવા ધારેલી મહેસુલ અથવા કર ધારાસભા મંજુર કરે છે, નામંજુર કરે છે અથવા ઓછો કરે છે.

ધારાસભાનો વળી કેટલાંક ખાતાં Non-Votable Subjeects (પ્રાન્તિક ફાળો, લેનોનું વ્યાજ, શહેનશાહે અથવા હિંદી વજીરે નીમેલા નોકરોનો પગાર અને પેન્શન, હાઇકોર્ટના જજો અને એડવોકેટ જનરલ વગેરેને લગતા ખર્ચ) પર મત લેવાતો નથી.

## (ઇ) ગવર્નરનો કાબુ.

કોઇ પણ સ્વાયત્ત ખાતાને લગતો ખર્ચ કે કર ધારસભાએ નામંજુર કર્યો હોય અથવા ઘટાડયો હોય અને તેથી ગવર્નરને પોતાની તે ખાતાને લગતી જોખમદારીની ફરજને અંગે સરકારે જણાવેલો કર અથવા ખર્ચ અગત્યનો જણાય તો તે સર્ટિફીકેટ આપી મંજુર કરી શકે છે. તેમજ સોંપાયલાં ખાતાંને માટે અસાધારણ પ્રસંગ ઉત્પન્ન થાય ત્યારે તે ખાતું ચલાવવા માટે અથવા પ્રાંતની સુલેહ શાન્તિ જાળવવા માટે ગવર્નરને તેનું ખર્ચ જે ધારાસભાએ નામંજુર કર્યું હોય તે મંજુર કરવાની સત્તા છે. તે ઉપરાંત ગવર્નર સોંપાયલાં ખાતાં પોતાને હસ્તક કરવાની સત્તા ધરાવે છે. બંગાળ અને મધ્ય પ્રાન્તમાં આવા બનાવો બન્યા છે પણ મુંબઇમાં હજુ સુધી એવો પ્રસંગ આવ્યો નથી.

## ૯. પ્રાંતિક સરકારનું અંદાજ પત્રક.

સામાન્ય રીતે પ્રાંતિક બજેટ કારોબારી સભા તૈયાર કરે છે. તેમાં બે વિભાગ હોય છે. (૧) મહેસુલ અથવા કરની ઉઘરાણીનો અને (૨) ખર્ચની માગણીનો. કોઇપણ કર વધારવો હોય છે અથવા નવો નાંખવાનો હોય છે તો કાયદા કરવાની પદ્ધતિ અનુસરવી પડે છે. ખર્ચની માગણીના ત્રણ વિભાગો હોય છે. (૧) પ્રાંતિક ફાળો તથા બીજી રકમો કે જેના ઉપર ધારાસભાનો મત લેવામાં આવતો નથી. (૨) સ્વાયત્ત ખાતાંને અંગે થતા ખર્ચની માગણી. (૩) સોંપાયલાં ખાતાંને લગતા ખર્ચની માગણી. બજેટમાં:–આવકમાંથી પ્રથમ જેના ઉપર ધારાસભાનો મત લેવામાં નથી આવતો તે ખાતાં અને સ્વાયત્ત ખાતાંના ખર્ચની જોગવાઇ કરવામાં આવે છે; ત્યાર બાદ બાકી રહેલી રકમ સોંપાયલાં ખાતાંના ખર્ચ માટે રાખવામાં આવે છે. પ્રધાનો અંદરે અંદર પોતાના ખાતાને લગતું ખર્ચ તેમાંથી કરવા વ્યવસ્થા કરે છે; અથવા તો તે રકમ પુરતી ન હોય તો વધુનો કર નાખવાનો પ્રશ્ન ઉભો થાય છે, જે ગવર્નર તથા પ્રધાનો નક્કી કરે છે. આ રીતે ખર્ચની વહેંચણી કરેલું બજેટ ધારાસભા આગળ રજૂ કરવામાં આવે છે. પહેલાં તો તે ઉપર સામાન્ય ચર્ચા કરવામાં આવે છે; પછી ખર્ચની વિગતોમાં ઉતરી ચર્ચા કરવા દેવામાં આવે છે અને મત લેવામાં આવે છે. આ માટે ફક્ત બાર દિવસ રાખવામાં આવે છે. જે સુધારાઓ ધારાસભાએ કર્યા હોય તે જો ગવર્નરને માન્ય હોય તો બજેટ મંજુર થએલું ગણાય છે, પણ ગવર્નરને સરકારે નક્કી કરેલું ખર્ચ કાયમ રાખવાનું યોગ્ય લાગે તો તે સર્ટિફીકેટ આપી મંજુર કરે છે.

## ૧૦ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના આવક અને ખર્ચનાં સાધન:—

પ્રકરણ પાંચમાના પેરા ૮ અને ૧૨ માં તેની વિગતો આપી છે.

## પ્રકરણ ૯



# દેશી રાજ્યો



### ૧ દેશી રાજ્યોનો વિસ્તાર.

હિન્દમાં બ્રિટિશ સરકારનું રાજ્ય સ્થપાયું પણ પ્રાચીન તેમજ મધ્યયુગના રાજ્યકર્તાઓના અવશેષ હજી આપણને દેશી રાજ્યોથી પ્રતિત થાય છે. એ રાજ્યોના રાજ્યકર્તાઓના પૂર્વજોએ હિન્દને ગૌરવવંત બનાવ્યું હતું. તેમના ભગીરથ કાર્યોની કીર્તિ દિગંતોમાં ફેલાવી હતી. તેઓના વંશજો હાલ બ્રિટિશ સરકારનું સાર્વભૌમ પદ સ્વીકારી પોતાનું રાજ્ય ચલાવે છે. હિન્દમાં હાલ સાતસો દેશી રાજ્યો છે. તેમાંનાં લગભગ બસો વડી સરકાર અને પાંચસો પ્રાંતિક સરકારના તાબા હેઠળ છે. જમીનનું ક્ષેત્રફળ લગભગ આઠ લાખ ચોરસ માઇલ છે, જે હિન્દી સામ્રાજ્યની જમીનનો ત્રીજો ભાગ છે. દેશી રાજ્યમાં રહેતી પ્રજાની વસ્તી સાત કરોડની છે, જે હિન્દની કુલ વસ્તીનો લગભગ ચોથો ભાગ છે. મોટામાં મોટું દેશી રાજ્ય નિઝામનું (હૈદ્રાબાદ) છે. તેની વસ્તી ૧૩૦ લાખ છે અને જમીનનું ક્ષેત્રફળ ૮૪૦૦૦ ચોરસ માઇલ છે. નાનામાં નાનું રાજ્ય ગુજરાતમાં છે, જેનું ક્ષેત્રફળ અમુક એકર છે. આ બધાં બ્રિટિશ સરકારનાં ખંડીયાં રાજ્યો છે.

### ૨. દેશી રાજ્યોનું વર્ગીકરણ.

દેશી રાજ્યોને હિન્દી સરકાર સાથે કેવા પ્રકારે સંબંધ છે, તે ઉપરથી તેનું વર્ગીકરણ થઇ શકે તેમ છે. (૧) હિન્દી સરકારને જે

રાજ્યો સાથે સીધી રીતે સંબંધ છે તે પહેલા વર્ગનાં રાજ્યો છે. (૨) જે રાજ્યો એજન્ટ-ટુ-ધી ગવર્નર જનરલના તાબા નીચે છે, તે બીજા વર્ગનાં રાજ્યો છે. (૩) જે રાજ્યો પર પ્રાંતિક સરકાર દેખરેખ રાખે છે તે ત્રીજા વર્ગનાં રાજ્યો છે. વળી પહેલા દરજ્જાના દેશી રાજ્યકર્તાઓને ૨૧ તોપનું માન મળે છે, બીજાઓને તેના કરતાં ઓછી તોપોનું માન મળે છે. ઓછામાં ઓછી નવ તોપોનું માન આપવામાં આવે છે, પણ ઘણા રજવાડાઓને તોપોની સલામીનું માન મળતું નથી.

(૧) પહેલા વર્ગના દેશી રાજ્યોમાં હૈદરાબાદ, મ્હૈસુર, વડોદરા અને કાશ્મીર છે. નેપાલ એ સ્વતંત્ર રાજ્ય છે. આ રાજ્યમાં હિન્દી સરકારે નીમેલો રેસીડન્ટ રહે છે. તેના રાજ્યકર્તાઓને ૨૧ તોપોનું માન આપવામાં આવે છે.

(૨) બીજા વર્ગનાં દેશી રાજ્યોના ચાર વિભાગ છે. તે દરેક તે ભાગના એજન્ટ-ટુ-ધી ગવર્નર જનરલને તાબે છે. મોટાં રાજ્યોમાં રેસીડન્ટ રહે છે અને બીજાં રાજ્યોના અમુક અમુક જથાપર પોલિટિકલ એજન્ટ હોય છે. રેસીડન્ટ અને પોલિટિકલ એજન્ટ, એજન્ટ-ટુ-ધી ગવર્નર જનરલના હાથ નીચેના હોય છે.

(अ) મધ્યહિન્દ એજન્સીમાં મોટાં રાજ્યો ગ્વાલીઅર, ઇંદોર અને ભોપાલ વગેરે છે. તેના રાજાઓને ૨૧ તોપોનું માન આપવામાં આવે છે. પહેલા બે રાજ્યોમાં રેસીડન્ટ અને ત્રીજામાં પોલિટિકલ એજન્ટ રહે છે.

(ब) રજપુતાના એજન્સીમાં ઉદેપુર, જેપુર વગેરે છે. તેઓના નરેન્દ્રોને ૨૧ તોપની સલામી અપાય છે. તેમના રાજ્યમાં રેસીડન્ટ રહે છે. તે ઉપરાંત જોધપુર, ભરતપુર, કોટા વગેરે દેશી રાજ્યો છે.

(ક) બલુચીસ્તાનમાં ખેલાત મોટું રાજ્ય છે, તેમાં પોલિટિકલ એજન્ટ રહે છે, અને ૧૯ તોપોનું માન તેના રાજ્યકર્તાને મળે છે.

(ड) પશ્ચિમ હિન્દ એજન્સી ૧૯૨૪માં સ્થાપવામાં આવી અને તેને લઇ કાઠીઆવાડનાં પહેલા વર્ગના રાજ્યો અને પાલણપુર તથા કચ્છને મુંબઇ સરકારની સત્તામાંથી લઇ હિન્દી સરકારની સત્તા નીચે મુકવામાં આવ્યાં છે.

(૩) ત્રીજા વર્ગનાં દેશી રાજ્યો પ્રાંતિક સરકારને તાબે હોય છે. કેટલાક રાજ્યોના સમુહપર પોલિટિકલ એજન્ટ નીમવામાં આવે છે અથવા કલેકટરના તાબા હેઠળ મુકવામાં આવે છે. રેવાકાંઠા અને મહિકાંઠાના પોલિટિકલ એજન્ટના તાબા હેઠળ ઇડર રાજપિપળા, વગેરે રાજ્યો છે. ખંભાતનું રાજ્ય ખેડાના કલેકટરને તાબે છે.

## ૩. હિન્દી સરકારનો દેશી રાજ્યો સાથે સંબંધ.

સામાન્ય રીતે દરેક દેશી રાજ્યો સાથે બ્રિટિશ સરકારને જે સંધીના કોલકરારો થએલા હોય છે, તે પ્રમાણે વર્તન રાખવામાં આવે છે. દરેક રાજ્યપર કેવા પ્રકારનો હિન્દી સરકારનો કાબુ છે, તે નીચે જણાવેલી સામાન્ય રાજનીતિ પરથી જણાય છે.

(૧) બ્રિટિશ સરકાર દેશી રાજ્યો પર સાર્વભૌમ સત્તા ભોગવે છે, તેથી કોઇ પણ દેશી રાજ્યને કોઇ પણ બીજા દેશી રાજ્ય સાથે અથવા વિદેશી રાજ્ય સાથે સંબંધ રાખવાની છૂટ નથી. બે રાજ્યો વચ્ચે વ્યવહાર ચલાવવાનું તથા તકરારના સમયે ફેંસલો આપવાનું કામ પણ બ્રિટિશ સરકારનું છે. બ્રિટિશ સરકારને ગમે તે રાજ્યો વચ્ચેનો સંબંધ અટકાવવા પૂર્ણ સત્તા છે.

(૨) દેશી રાજ્યકર્તા પોતાના રાજ્ય વહીવટ માટે સ્વતંત્ર છે. પણ જુલમથી પ્રજામાં ઉત્પન્ન થતા અસંતોષ સમયે વચ્ચે પડી ગેર

વ્યવસ્થા દૂર કરી સુલેહ શાન્તિ સ્થાપવાનો હક્ક બ્રિટિશ સરકાર ધરાવે છે.

(૩) દેશી રાજ્યનું વિદેશી પ્રજાના ત્રાસમાંથી રક્ષણ કરવાનું કામ બ્રિટિશ સરકારે માથે લીધું છે.

(૪) બ્રિટિશ સરકાર, ચલણ, મહેસુલ, નહેરો, રેલ્વે વગેરે સામાન્ય પ્રજા કલ્યાણને લગતી બાબતો માટે દેશી રાજ્યોને સલાહ આપે છે અને તેઓને ફરજ પાડવાને બદલે તેમની પાસેથી સહકારની માગણી કરે છે.

(૫) આફતના સમયે બ્રિટિશ સરકારને મદદ કરવા દેશી રાજ્યો બંધાયલાં છે.

(૬) સતિ થવાનો રિવાજ, દૂધ પીતી કરવાના રિવાજ, ગુલામી અને એવા બીજા જુલ્મી વર્તન અટકાવવા માટે અને ગાદીના વારસાની ઉભી થતી તકરાર વખતે બ્રિટિશ સરકાર વચ્ચે પડે છે.

આ રીતે દેશી રાજ્યો બહારથી બ્રિટિશ સરકારની સાર્વભૌમ સત્તા સ્વીકારે છે, જ્યારે આંતર વહીવટમાં તેઓ સ્વતંત્ર છે.

## ૪ બહારનો સંબંધ

દેશી રાજ્યો બ્રિટિશ સરકારના છત્ર નીચે હોવાથી, તે રાજ્યોનું બહારના શત્રુઓથી રક્ષણ કરવાનું કામ તે કરે છે. દેશી રાજ્યો બીજાં વિદેશી રાજ્યો સાથે સુલેહશાન્તિના કરાર કરી શકતાં નથી અને પોતાના રાજ્યમાં વિદેશના વેપારી એજન્ટ રાખી શકતાં નથી. આ ઉપરાંત તેઓને અંદરે અંદર પત્ર વ્યવહાર સીધી રીતે કરવાનો હક્ક નથી. જો તેઓને કોઇપણ બાબતનો પત્રવ્યવહાર કરવો હોય તો તે બ્રિટિશ સરકારની મારફત કરી શકે છે. જો તેમની સરહદને લગતો કોઇ વાંધો હોય તો તેનો નિકાલ બ્રિટિશ સરકાર કરે છે. નહેર

અથવા રેલ્વે એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં થઇ પસાર થનાર હોય તો તે બાબતની વ્યવસ્થા કરવાનું કામ બ્રિટિશ સરકાર કરે છે, અને તે વ્યવસ્થા દરેક પક્ષને બંધનકર્તા હોય છે. બહારના દેશનો કોઇ વતની (યુરોપીયન) દેશી રજ્યમાં વસતો હોય તો તેના સંરક્ષણની જવાબદારી બ્રિટિશ સરકાર રાખે છે. કોઇ દેશી રાજ્યકર્તા વિદેશી રાજ્યોમાં જાય છે, ત્યારે તેના માન અને રક્ષણ માટે બ્રિટિશ સરકાર દેખરેખ રાખે છે. બ્રિટિશ એલચીઓ અને વકીલો તે કામ કરે છે. વળી દેશી રજવાડાથી કોઇ વિદેશી રાજ્યનું માન સ્વીકારી શકાતું નથી, તેમજ પોતાની રૈયતમાંથી દેશાન્તર જનારને પાસપોર્ટ (Pass Port) આપી શકાતો નથી.

## ૫ આંતર વહીવટ.

આપણે પ્રથમ જોઇ ગયા છીએ કે દેશી રાજાઓ પોતાના દેશનો અમલ ચલાવવા સ્વતંત્ર હોય છે. તેઓ પોતાના દેશને માટે કાયદા કરે છે, નાણું પાડે છે, કર નાંખે છે અને જમીન મહેસુલ ઉઘરાવે છે. આ ઉપરાંત તેઓ અધિકારીઓ નીમે છે અને ન્યાય આપે છે. ઘણાં દેશી રાજ્યોએ રાજ્યવહીવટ કરવાની પ્રાચીન પ્રથા ચાલુ રાખી છે. તેઓનો વહીવટ વ્યક્તિગત અમલ (Personal Rule) હોય છે. જુના સમયથી રાજાને ઇશ્વરી અંશ માનવાની ભાવના કેટલેક ઠેકાણે કાયમ હોય છે. આથી રાજા જો પ્રજા તરફ ઉદાર અને સહાનુભૂતિ વાળો હોય છે તો તેની પ્રજા સુખી અને સમૃદ્ધ હોય છે. જો રાજા પોતાને દેવાંશી મનાવનાર હોય પણ સાથેસાથે અજ્ઞાની અને સુસંસ્કારથી વિમુખ હોય, તો તેની રૈયતને ઘણી રીતે કનડગત થાય છે અને કેટલીક વખત ત્રાસ પામી જાય છે. જ્યારે પ્રજાપર થતા જુલમોથી રાજાને પદભ્રષ્ટ કરવાનો વખત આવે છે ત્યારે બ્રિટિશ સરકાર વચ્ચે પડે છે અને રાજ્યવહીવટની લગામ પોતાને હસ્તક લે છે, અથવા જ્યારે રાજ્યકર્તા પુખ્ત ઉમ્મરનો ન હોય ત્યારે બ્રિટિશ સરકાર તે રાજ્યની સંભાળ રાખે છે.

કેટલાંક દેશી રાજ્યોમાં થયેલા સુધારા એવા પ્રગતિવાળા છે કે બ્રિટિશ રાજ્ય અમલમાં તે દાખલ થઇ શકયા નથી. વડોદરા રાજ્યમાં લગભગ ૨૫ વર્ષથી ફરજીઆત અને મફત પ્રાથમિક કેળવણી દાખલ થઇ છે. વળી તે રાજ્યે બાલલગ્ન પર અંકુશ મુકયો છે. કેટલાંક રાજ્યોએ પોતાના રાજ્યમાં દારૂની સદંતર બંધી કરી છે. ફોજદારી અને દિવાની ન્યાયનાં કામ ન્યાયાધીશોને સોંપવામાં આવ્યાં છે અને મહેસુલી અમલદારોને ફક્ત કર ઉઘરાવવાનું અને રાજવહીવટ ચલાવવાનું સોપવામાં આવ્યું છે. કેટલાંક દેશી રાજ્યો દેશની હાથ કારીગીરીને પોષે છે; પણ આ સર્વ રાજાના વ્યક્તિગત ચારિત્ર (Character) ઉપર આધાર રાખે છે.

દેશી રાજ્યોમાં પ્રજોન્નતિકારક સુધારા દાખલ થયા છે, પણ રાજ્યતંત્ર પ્રજાકીય બનાવવાને સફળ પ્રયત્નો થયા નથી. વડોદરા, રાજકોટ, મ્હૈસુર, ત્રાવણકોર વગેરે રાજ્યોમાં પ્રજામંડળ સ્થપાયાં છે, પણ તેમાં અધિકારીઓ અને નિમાયલાઓનું તત્વ વધુ પ્રમાણમાં હોય છે, અથવા પ્રજાકીય પ્રતિનિધિત્વ કંઇક પ્રમાણમાં વધુ હોય છે તો તેઓને નિર્ણયાત્મક સત્તા આપવામાં આવી નથી. તેમને તાબે રાજ્યતંત્ર મૂકવામાં આવ્યું નથી તે ફક્ત સલાહકારક મંડળનું કામ કરે છે, જ્યારે બ્રિટિશ હિન્દમાં ૧૯૧૯ ના સુધારાથી નવા યુગનો પડદો ખુલ્યો હોય એમ જણાય છે. કેટલાંક ખાતાં પ્રજાકીય બનાવવામાં આવ્યાં છે. મ્યુનિસિપાલીટી અને લોકલબોર્ડો પર નહિ જેવો સરકારી અંકુશ છે.

દેશી રાજ્યના લશ્કર પર બ્રિટિશ સરકારનો કાબુ હોય છે. તેથી બ્રિટિશ સરકાર નક્કી કરે તેટલુંજ લશ્કર દેશી રાજ્યો રાખી શકે છે અને જ્યારે બ્રિટિશ સરકારને તેની જરૂર પડે છે ત્યારે મોકલાવે છે. તેઓને કેળવવા માટે બ્રિટિશ અધિકારી હોય છે. તે ઉપરાંત દરેક રાજ્યમાં બ્રિટિશ પોસ્ટ અને તાર ઓફિસ દાખલ કરવામાં આવી છે અને બ્રિટિશ હિન્દના સિક્કાઓ ચલણમાં ચાલે છે.

## ૬. નરેન્દ્ર મંડળ અને ઇમ્પીરીયલ સર્વિસ ટ્રુપ.

ગત મહાન યુદ્ધના વખતમાં બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા ભાગોના પ્રતિનિધિઓની પરિષદ ભરાતી હતી. તે પરિષદમાં હિન્દી પ્રજાના, નોકરશાહી સરકારના, પ્રતિનિધિ અને દેશી રાજ્યોના પ્રતિનિધિ મોકલવામાં આવતા હતા. તેમાં બિકાનેરના મહારાજા હતા. તેમણે વળી તે વિશ્વવ્યાપી વિગ્રહની સુલેહના કરાર પર સહી મૂકી છે. ૧૯૨૧ માં પુનઃ તે પરિષદ બોલાવવામાં આવી હતી, તે વખતે કચ્છના મહારાવ દેશી રાજ્યોના પ્રતિનિધિ તરીકે ગયા હતા, ત્યાર પછી પતિયાલાના મહારાજે તેમાં ભાગ લીધો હતો.

આ રીતે બ્રિટિશ સરકારનો દૃષ્ટિકોણ બદલાયો. ૧૯૧૯ ના સુધારાને અંગે દેશી રાજ્યકર્તાઓનું મંડળ સ્થાપવાની યોજના થઇ, જેથી હિન્દના સામાન્ય હિતને લગતી બાબતો પર અરસપરસ વિચારની આપ લે થઇ શકે. આ નરેન્દ્ર મંડળ (The Chamber of Princes) ૧૯૨૧ ના ફેબ્રુઆરીની આઠમી તારીખે ડયુક ઑફ કૅનોટના શુભ હસ્તે ખુલ્લુ મુકવામાં આવ્યું. તે મંડળમાં અગીઆર અથવા તેથી વધારે તોપોનું માન મળનાર રાજાઓ બેસે છે અને બીજા ઉતરતા દરજ્જાના રાજકર્તાઓમાંથી, અમુક વિભાગ પાડી, પ્રતિનિધિઓ મોકલવાનો રિવાજ છે.

નરેન્દ્રમંડળ સમગ્ર હિન્દના હિત ઉપરાંત દેશી રાજ્યોના અંદરે અંદરના તકરારી સવાલોનો નિર્ણય લાવવા માટે, બ્રિટિશ સરકાર સાથેના વ્યવહારના એક સરખા નિયમો કરવા માટે, સગીર ઉમ્મરના રાજકર્તાનો વહીવટ કેવો રાખવો તે માટે અને બીનવારસ રાજાના પછી કોણ રાજ્યકર્તા આવે તેનો નિર્ણય કરવા માટે વિચાર ચલાવે છે. નરેન્દ્રમંડળનું બંધારણ હજી નક્કી થયું નથી. પ્રતિવર્ષે એક વખત વાઇસરોય તે બોલાવે છે. દરેક વર્ષે એક સ્ટેન્ડીંગ કમિટી નીમવામાં આવે છે. હિન્દી સરકાર દેશી રાજ્યોને લગતા અગત્યના સવાલો આ

કમિટીને પૂછે છે. તે મંડળના કામકાજના સંપૂર્ણ હેવાલ પ્રસિદ્ધ થતા નથી, તેમજ તેને અમુક નક્કી કામ કરવાની સત્તા આપવામાં આવી નથી. આથી તે એક સલાહકાર મંડળ જેવું છે. તે રાજકીય સંસ્થા તરીકે કામ કરતું નથી.

## (ब) ઇમ્પિરિયલ સર્વિસ કુપ્સ અને રાજકુમાર કોલેજો.

લૉર્ડ ડફ્રીનના સમયથી દેશી રાજ્યોના લશ્કરની મદદ લેવાનું નક્કી થયું છે. આને અનુસરીને જે દેશી રાજ્યમાં લશ્કર હોય છે તેનું નામ ઇમ્પીરીયલ સર્વિસ કુપ્સ કહેવામાં આવે છે. તે લશ્કરમાં ૧૮૦૦૦ સૈનિકો છે. દરેક રાજ્ય બ્રિટિશ સરકારે નક્કી કરેલી સંખ્યા કરતાં વધુ સૈન્ય રાખી શકતું નથી. તે બ્રિટિશ અધિકારીને તાબે હોય છે અને જ્યારે બ્રિટિશ સરકારને તેની મદદ જોઇએ, ત્યારે મળી શકે છે. ગત મહાન્ યુદ્ધમાં આ સૈન્યે જુદાં જુદાં રણક્ષેત્ર પર કામ કર્યું હતું; તે ઉપરાંત લશ્કરી સામગ્રીઓ અને નાણાંની મદદ કરી હતી. આ રીતે દેશી રાજ્યો વધુ લશ્કર રાખી ભયરૂપ ન બને અને દેશના રક્ષણ વખતે તેઓની મદદ મળી શકે તેવી રાજ્યનીતિ અખત્યાર કરવામાં આવી છે.

દેશી રાજ્યના લશ્કરને કેળવવા માટે, રાજાઓના અને ઉચ્ચ કુળના ૨૦ યુવાનોને લશ્કરી શિક્ષણ આપી તૈયાર કરવામાં આવે છે, તે ઇમ્પીરીયલ કેડેટકોર કહેવાય છે. ( વધુ માટે જુઓ પ્રકરણ ૬ )

દેશી રાજકુમારો સુસંસ્કારી બને અને ભવિષ્યમાં પોતાના રાજ્યની સુવ્યવસ્થા કરી શકે તે માટે તેઓને નાનપણથી સારી રીતે શિક્ષણ આપવા માટે રાજકુમાર કોલેજોની સ્થાપના કરવામાં આવી છે. એવી અજમેરમાં મેયોકોલેજ, રાજકોટમાં રાજકુમાર કોલેજ વગેરે કોલેજો છે. તે ઉપરાંત ઠાકોરો વગેરેના પુત્રો માટે ગરાસીઆ સ્કૂલ અને તાલુકદાર સ્કૂલો હોય છે.

# પ્રકરણ ૧૦.



# પ્રજોન્નતિકારક ખાતાંઓ અને બીજી સામાન્ય હકીકત.



## ૧ કેળવણી.

### ૧. પૂર્વ ઇતિહાસ.

દેશના ત્રણ મોટા શત્રુ અજ્ઞાન, ગરીબાઇ અને રોગ છે. અજ્ઞાન પર બીજા બેનો અધાર છે. તો હિન્દમાં હાલમાં અપાતી કેળવણીનો કેવો ઇતિહાસ છે તે તપાસીએ. કંપની સરકારની શરૂઆતમાં કેળવણી વિષે ખાસ ધ્યાન આપવામાં આવ્યું નહોતું. હિન્દમાં અંગ્રેજી કેળવણી આપવાની શરૂઆત પાદરી લોકોએ કરી હતી. તેઓએ જનસમૂહને પશ્ચિમની સંસ્કૃતિથી વાકેફ કરવા ઘણા પ્રયત્નો કર્યા છે. હિંદમાં પ્રથમ જુદાજ પ્રકારનું શિક્ષણ અપાતું હતું. તે ધાર્મિક શિક્ષણ હતું.

કંપની સરકારે વૉર્ન હેસ્ટિંગ્સના સમયમાં ૧૭૮૨માં ફારસીના અભ્યાસ માટે કલકત્તામાં મદ્રેસા કાઢી હતી અને ૧૭૯૧ માં હિન્દુઓને માટે કાશીમાં સંસ્કૃત પાઠશાળા કાઢી હતી. કંપનીને ૧૮૧૩ માં સનદ આપતી વખતે પ્રતિવર્ષે કેળવણી પાછળ એક લાખ રૂપીઆ ખર્ચના માટે નક્કી કરવામાં આવ્યું હતું. મુખ્યત્વે સંસ્કૃત અને ફારસી ભાષાના શિક્ષણનો વધુ પ્રચાર થયો, અંગ્રેજી

શિખવવામાં આવતું નહોતું. ૧૮૩૪માં **લોર્ડ મેકોલે** હિન્દમાં આવ્યા. તેઓને લઇ કંપની સરકારે અંગ્રેજી ભાષાદ્વારા પશ્ચિમના સાહિત્ય અને વિદ્યાની ઉચ્ચ કેળવણી આપવાનો સિદ્ધાંત સ્વીકાર્યો. સરકારી નિશાળોમાં અંગ્રેજીદ્વારા શિક્ષણ અપાવવા લાગ્યું. અંગ્રેજી ભણેલાઓને નોકરીઓ મળવા લાગી તેથી તે તરફ પ્રજાની અભિરૂચિ વધી

૧૮૫૪ માં બોર્ડ ઓફ કોન્ટ્રોલનો પ્રમુખ **સર ચાર્લ્સ વુડ** (પાછળથી લૉર્ડ હેલીફૅક્સ) હતો, તેણે ગવર્નર–જનરલપર હિન્દમાં પ્રાથમિક શિક્ષણ દાખલ કરવા બાબતની તથા કેળવણીપદ્ધતિને વ્યવસ્થિત કરવા બાબતની યાદી મોકલાવી આપી. તેને લઇ પ્રાથમિક માધ્યમિક અને ઉચ્ચ કેળવણીને માટે જુદી જુદી શાળાઓ સ્થપાઇ, અને કેળવણી ખાતાની સ્થાપના થઇ. ખાનગી શાળાઓને ગ્રાન્ટ આપવાની પદ્ધતિ દાખલ થઇ. ૧૮૫૭ માં મુંબઇ, મદ્રાસ અને કલકત્તામાં યુનિવર્સિટીઓ સ્થપાઇ. ત્યારબાદ પંજાબ (૧૮૮૨) અને અલ્હાબાદની (૧૮૮૭) યુનિવર્સિટીઓનો વધારો થયો.

**લોર્ડ રિપન**ના સમયમાં પ્રાથમિક શિક્ષણનો વહીવટ કરવાનું કામ મ્યુનિસિપાલીટી અને લોકલબોર્ડને સોંપવામાં આવ્યું. **લોર્ડ કર્ઝને** કેળવણી ખાતામાં સુધારો કરવા પ્રયત્ન કર્યો, અને ૧૯૦૪ માં હિન્દની યુનિવર્સિટીનો ધારો પસાર થયો. યુનિવર્સિટીની સેનેટના સભ્યોની સંખ્યા સો સુધીની ઠરાવી. કૉલેજોની મુલાકાત અને તપાસ કરવા માટે નિયમો ઘડવામાં આવ્યા.

પોસ્ટ ગ્રેજ્યુએટનો અભ્યાસ શીખવવાનું નક્કી થયું. પછી મુંબઇ ઇલાકામાં વ્યાપારની નવી કૉલેજ સ્થાપવામાં આવી, તેમજ પ્રાથમિક કેળવણીનો વિશેષ ફેલાવો કરવા વિચારવામાં આવ્યું. **નામદાર ગોપાલકૃષ્ણ ગોખલેએ** પ્રાથમિક કેળવણી ફરજીઆત અને મફત કરવા માટે દરખાસ્ત આણી; તે સરકારે સ્વીકારી નહિ. ૧૯૧૧માં **શાહેનશાહ પંચમ જ્યોર્જ** દિલ્હીના પાયતખ્ત પર બીરાજ્યા તે

સમયે રૂ. ૫૦) લાખની રકમ પ્રજાકીય કેળવણી માટે આપવાનો ઠરાવ થયો.

૧૯૧૭માં કલકત્તા યુનિવર્સિટિમાં સુધારો કરવા માટે સર **માઇકલ સેડલર**ના પ્રમુખપણા નીચે કમીશન બેઠું અને તેણે હિન્દની બીજી યુનિવર્સિટિઓને વિચારવા લાયક રિપોર્ટ કર્યો. કયા ધોરણ સુધી માતૃભાષા દ્વારા શિક્ષણ આપનારી સંસ્થા (Teaching Universities) બનાવવી તથા બીજી નવી યુનિવર્સિટિઓ સ્થાપી જુનીનો બોજો ઓછો કરવો વગેરે મનનીય ભલામણો તે કમીશને કરી. આથી પટનામાં (૧૯૧૯) અને ઢાકામાં (૧૯૨૦) અને રંગુનમાં નવી યુનિવર્સિટિઓ સ્થપાઇ. દિલ્હી, નાગપુર અને લખનૌમાં પણ નવી રેસીડેન્શીયલ યુનિવર્સિટિઓ સ્થપાઇ છે. આંધ્ર પ્રદેશ માટે જુદી યુનિવર્સિટિ સ્થાપવાની ગોઠવણ થઇ છે.

આ યુનિવર્સિટિઓમાં ધાર્મિક શિક્ષણનું સ્થાન ન હોવાથી કાશીમાં **પંડિત મદન મોહન માલવીઆ**ના પ્રયાસથી હિંદુ યુનિવર્સિટિની સ્થાપના થઈ છે. (૧૯૧૬) તે પછી મુસલમાનોને માટે **સૈયદ અહમદ** ના પ્રયાસથી અલીગઢમાં મુસલમાન ધર્મનું શિક્ષણ આપતી યુનિવર્સિટિ સ્થપાઇ છે. તે ઉપરાંત દેશી રાજ્યોમાં મહૈસુર રાજ્યે પોતાની યુનિવર્સિટિ સ્થાપી છે, અને નિઝામના રાજ્યમાં ઉસમાનીયા યુનિવર્સિટિની સ્થાપના થઇ છે. તેનું ખાસ લક્ષણ એ છે કે, તેમાં અંગ્રેજીભાષા ફરજીઆત શીખવાની હોય છે, પણ શિક્ષણ ઉર્દુ દ્વારા આપવામાં આવે છે. ૧૯૨૪માં વૉઇસરૉયે યુનિવર્સિટિઓની ખામીઓ તથા સુધારાનો વિચાર કરવા દરેક યુનિવર્સિટિના પ્રતિનિધિઓની પરિષદ્ બોલાવી હતી. ૧૯૨૪માં મુંબઇ યુનિવર્સિટિમાં સુધારો કરવા માટે એક કમિટી બેઠી હતી. અને તેનો રિપોર્ટ થોડા વખત પહેલાં બહાર પડ્યો છે. તેમાં મહારાષ્ટ્ર માટે જુદી યુનિવર્સિટિ સ્થાપવાની ભલામણ થઇ છે. જ્યારે ગુજરાત માટે હજુ પરિપક્વ સંજોગો નથી, એવું જણાવામાં

આવ્યું છે. તે ઉપરાંત બીજા પ્રગતિમાન સુધારા દાખલ કરવાનું જણાવ્યું છે. તે રિપોર્ટ પર પણ થોડા સમયમાં વિચાર કરવામાં આવનાર છે.

આ ઉપરાંત બંગભંગના (Bengal Division) સમયમાં કેટલીક પ્રજાકીય કેળવણીની સંસ્થાઓ સ્થપાઇ હતી, તે મુજબ અસહકારના યુગમાં કેટલીક રાષ્ટ્રીય યુનિવર્સિટીઓ જેવી કે ગુજરાત વિદ્યાપીઠ અને તિલક વિદ્યાપીઠ સ્થપાઇ છે. વળી પ્રાચીન પ્રણાલીકાથી વિદ્યાભ્યાસ થઇ શકે તે માટે હરદ્વારમાં ગુરુકુલ (આર્ય સમાજી) અને ઋષિકુળ (સનાતની) સ્થપાયેલાં છે. તેના આદર્શપર બીજે સ્થળે પણ તેવાં ગુરુકુળ અને ઋષિકુળ અથવા આશ્રમોની સ્થાપના થએલી છે **ડો રવીન્દ્રનાથ ટાગોરે** શાંતિનિકેતનમાં વિશ્વભારતી વિશ્વવિદ્યાલયની અને **પ્રો. ધોંડુ કર્વેએ** પુનામાં સર વિઠ્ઠલદાસ ઠાકરસી મુળજીની રૂા. ૧૫ લાખની સખાવતથી હિન્દી સ્ત્રીઓની વિદ્યાપીઠ સ્થાપી છે. આ ઉપરાંત પ્રાચીન પ્રણાલિકાએ કેટલીક સંસ્કૃત પાઠશાળાઓ ચાલે છે.

## ૨ આધુનિક શિક્ષણ પદ્ધતિ.

હાલમાં અપાતી કેળવણીના ત્રણ વર્ગ પડે છે. (૧) પ્રાથમિક, માધ્યમિક, (૩) ઉચ્ચ શિક્ષણ. તે સિવાય ઔદ્યોગિક, કળા અને ધંધાના શિક્ષણની શાળા અને પાઠશાળાઓ ચાલે છે.

(૧) પ્રાથમિક શાળાઓમાં લખવાનું, વાંચવાનું, ગણિત, ઇતિહાસ, ભૂગોળ અને વિદ્યાનું સામાન્ય જ્ઞાન આપવામાં આવે છે. પ્રાથમિક શિક્ષણ જનસમૂહની કેળવણીને લગતું છે. કેટલાક પ્રાંતોમાં તે શિક્ષણ મફત અને ફરજીયાત કરવાના કાયદા થયા છે. **વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલે**, જે કાર્ય **ના ગોખલે** કરી શકયા ન હતા તે કાર્ય, મુંબઇ ઇલાકાની મ્યુનિસિપાલિટિઓમાં ફરજીઆત અને માફી પ્રાથમિક શિક્ષણ દાખલ કરવાનો ધારો પસાર કરાવ્યો હતો. (૧૯૧૬) સંયુક્ત

પ્રાંતો, બિહાર અને ઓરિસા વગેરે પ્રાંતોમાં તેવા ધારા પસાર થયા હતા. ૧૯૧૯ ના સુધારાથી કેળવણીખાતું પ્રધાનોના હસ્તક સોંપવામાં આવ્યું છે. મુંબઇના કેળવણી ખાતાના પ્રથમ પ્રધાન ડૉ. પ્રાંજપેએ આખા મુંબઇ પ્રાંતમાં ફરજીઆત અને મફત પ્રાથમિક કેળવણી દાખલ કરવાનો ધારો પસાર કર્યો છે. બંગાળ અને બ્રહ્મદેશમાં આ શિક્ષણ આપનારી ઘણી ખાનગી નિશાળો છે.

(૨) માધ્યમિક શિક્ષણ. આ શિક્ષણનો ક્રમ પાંચથી સાત વર્ષનો છે. આ શિક્ષણને માટે મિડલ અને હાઇસ્કુલો સ્થપાયેલી છે. તેમાં ભાષા, ગણિત, ઇતિહાસ, ભૂગોળ, અને વિદ્યા સંબંધી વિશેષ જ્ઞાન આપવામાં આવે છે.' તે ઉપરાંત અંગ્રેજી શીખવવામાં આવે છે. આ હાઇસ્કૂલો મેટ્રિક્યુલેશન અથવા શાળાંત પરીક્ષાઓ (School Leaving Examinations) ને માટે વિદ્યાર્થીઓ તૈયાર કરે છે. ચાલુ વર્ષથી સ્કૂલલીવીંગ પરીક્ષા પાસ કરવા માટેના માર્કનું પ્રમાણ મુંબઇ યુનિવર્સિટિએ વધારી દીધું છે. સામાન્ય રીતે દરેક જીલ્લામાં સરકારી એક હાઇસ્કૂલ હોય છે. બીજી હાઇસ્કૂલો ખાનગી હોય છે. જેમાંની કેટલીકને સરકાર ગ્રાન્ટ આપે છે. આ શિક્ષણનો ક્રમ સાત વર્ષનો હોય છે.

(૩) કૉલેજો (Colleges)

મેટ્રિક્યુલેશન અથવા શાળાંત પરીક્ષા પાસ કરનાર વિદ્યાર્થીઓ મહાવિદ્યાલયોમાં ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરવા દાખલ થાય છે. આ કૉલેજો યુનિવર્સિટિ સાથે જોડાયલી હોય છે. અને તેનો તેઓના પર કાબુ હોય છે. તે શિક્ષણ આપે છે અને પરીક્ષાઓ લે છે. આ કૉલેજો જુદા જુદા વિષયના શિક્ષણ માટે જુદી જુદી હોય છે. યુનિવર્સિટિઓ સાહિત્ય, (Arts) વિદ્યા, (Science) વૈદક (Medicine) કાયદા, (Law) વેપાર (Commerce) એન્જીનીયર, (Engineering) ખેતીવાડી (Agriculture) વગેરે વિષયોમાં ઉત્તીર્ણ થનારને તે તે

વિષયની ડીગ્રી (Degree) આપે છે. હાઇસ્કૂલ તથા કૉલેજોમાં અંગ્રેજીભાષા દ્વારા શિક્ષણ આપવામાં આવે છે. દરેક પ્રાંતમાં કેટલીક સરકારી કૉલેજો હોય છે અને બીજી આર્ટસ કૉલેજો ખાનગી હોય છે, જેઓને સરકાર તરફથી મદદ મળે છે. આ શિક્ષણ ચાર વર્ષનું છે. એમ. એ. થવા માટે બે વર્ષ વધુ જોઇએ છે.

## ૪ ઔદ્યોગિક, કલા અને ધંધાના શિક્ષણની શાળાઓ

સામાન્ય જ્ઞાન આપનારી શાળાઓ અને કૉલેજો ઉપરાંત હુન્નર, ઉદ્યોગ, કળા, ખેતીવાડી, વૈદક, વેપાર, કાયદા, પશુ વૈદક, શિક્ષણ, જંગલ વગેરેના શિક્ષણ માટે જુદી જુદી શાળાઓ અને કૉલેજો છે.

### (૧) ઔદ્યોગિક શાળાઓ અને કૉલેજો.

હિન્દમાં રૂરકી, સીબપુર (કલકત્તા પાસે) પુના, કરાંચી, મદ્રાસ અને બનારસ (હિન્દુ યુનિવર્સિટિ)માં ઇન્જીનીઅરીંગ કૉલેજો છે. તેમાં મકાન, રસ્તા, નહેર વગેરેનું કામ (Civil), સંચાકામ (Mechanical) અને વિજળીક કામ (Electric) શીખવવામાં આવે છે. સીબપુરમાં ખાણો (Mines) ને લગતું કામ શીખવાય છે. હાલમાં કોલસાની ખાણોને માટે ધનબાદમાં ખાસ કૉલેજ સ્થાપવાના પ્રયાસ ચાલે છે. બેંગ્લોરમાં રસાયન શોધખોળ માટે સાન્યસરીચર્સ ઇન્સ્ટીટ્યુશન સ્થપાયલું છે. વિક્ટોરીઆ ટૅકનીકલ ઇન્સ્ટીટ્યુશન, મુંબઇ, રણછોડલાલ ટૅકનીકલ ઇન્સ્ટીટ્યુશન અમદાવાદ, કલાભુવન વડોદરા વગેરે શાળાઓમાં સંચાકામ, વણાટકામ, વિજળીનું કામ, રંગવાનું કામ તથા બીજા ધંધાનું કામ શીખવવામાં આવે છે; કાનપુરનું ટેકનીકલ ઇન્સ્ટીટ્યુશન તે કામ માટે પ્રખ્યાત છે. તે ઉપરાંત સુતારી, લુહારી, કુંભારનું, દરજીનું, વણાટનું, કડીઆનું, સોનીનું. સલાટનું, ઢાળવાનું, મોટર ચલાવવાનું, છાપવાનું, પુસ્તકો બાંધવાનું, નેતર ભરતનું વગેરે કામો મુંબઇ ઇલાકામાં મુંબઇ,

પુના, અહમદનગર, રત્નાગીરી, ધુળીઆ, પંઢરપુર, સુરત વગેરે સ્થળે શીખવાડવામાં આવે છે. વનિતા વિશ્રામોમાં સ્ત્રીઓને ભરત ગુંથણ, શીવણ વગેરે શીખવાડવામાં આવે છે.

## (૨) કળા વિધાનની શાળાઓ.

કળાના શિક્ષણ માટે મુંબઇ, મદ્રાસ, કલકત્તા અને લાહોરમાં શાળાઓ છે. તેમાં નકશા બનાવવાનું, ચિત્ર કામનું, શિલ્પકામ, કોતરકામ, માટીના વાસણ બનાવવાનું, પુતળાં બનાવવાનું વગેરે કળાને લગતું સર્વ કામ શીખવવામાં આવે છે. શાંતિનિકેતનમાં પણ ચિત્રકળાનું શિક્ષણ અપાય છે. મુંબઇની સર જે. જે. આર્ટ સ્કુલ ઉપરાંત અમદાવાદમાં સ્કૂલ આફ ડ્રૉઇંગ અને ડીઝાઇન છે.

## (૩) વેપાર.

વ્યાપારી શિક્ષણ અપાય અને વિલાયતી ઢબે નામું લખતાં અને હિસાબ રાખતાં, અને શાર્ટ-હૅન્ડ અને ટાઇપ રાઇટીંગ આવડે તે માટે વ્યાપારી કૉલેજો અને શાળાઓ છે. મુંબઇ ઇલાકામાં સરકારે **સિડનહામ કૉલેજ ઑફ કોમર્સ એન્ડ ઇકોનોમિક્સ** કાઢેલી છે. મુંબઇ યુનિવર્સિટી તેનો અભ્યાસક્રમ નક્કી કરે છે. અભ્યાસ, આર્ટસ કોલેજનું પ્રથમ વર્ષ પાસ થયા બાદ ત્રણ વર્ષનો છે તેમાં ઉત્તીર્ણ થનારને બી. કૉમ (B. Com) ની ડીગ્રી આપવામાં આવે છે. બીજી સરકારી વ્યાપારી શાળા ભરૂચમાં છે. તે નામું, હિસાબી-કામ, વ્યાપારી પદ્ધતિ, શૉર્ટહૅન્ડ, ટાઇપ રાઇટીંગ, વ્યાપારી પત્રવ્યવહાર અને ઑફિસ કામ માટેની લંડન ચેમ્બર્સ ઑફ કૉમર્સની પરીક્ષા માટે ઉમેદવારો તૈયાર કરે છે. તે ઉપરાંત અમદાવાદ, મુંબઇ, પુના અને કરાંચી વગેરે સ્થળે ખાનગી શાળાઓ છે.

## (૪) ખેતીવાડીનું શિક્ષણ.

ખેતીવાડીની કૉલેજમાં આર્ટસ કૉલેજના પ્રથમ વર્ષના વર્ગમાં પાસ થયા બાદ દાખલ થવાય છે. મુંબઇ ઇલાકામાં ખેતીવાડીની

કૉલેજ પુનામાં છે. તેવી બીજી કૉલેજો કાનપુર, નાગપુર, લાયલપુર અને કોઇમ્બતુરમાં છે. મુંબઈ ઇલાકામાં ખેતીવાડીનું શિક્ષણ દેશી ભાષા દ્વારા આપવા માટે સુરત, ગોધરા તથા પુના, ખાનદેશ અને ધારવાડ જીલ્લામાં ખેતીવાડીની શાળાઓ છે. તે ઉપરાંત ખેતીવાડી સંબંધી શોધખોળ કરવા માટે (બિહારમાં) પુસામાં ખેતીની શોધખોળની સંસ્થા (Agriculture Research Institute) છે. વળી કેટલેક સ્થળે પ્રયોગ શાળાઓ (Farms) સ્થાપવામાં આવી છે કે જે પ્રયોગો ખેડુતો જોઇ ખેતીવાડીમાં સુધારો કરી શકે.

## (૫) પશુ વૈદક કૉલેજ

પશુઓને થતા રોગોનો ઉપચાર કરવા માટે તે શાસ્ત્રને જાણનારા ડાકટરો તૈયાર કરવા વેટરનરી કૉલેજો કેટલાક પ્રાન્તોમાં કાઢવામાં આવી છે. મુંબઇમાં તેવી એક કૉલેજ છે. મેટ્રિકની પરીક્ષા પાસ કર્યા બાદ તેમાં દાખલ થવાય છે. અને અભ્યાસ ત્રણ વર્ષનો છે.

## (૬) જંગલનું શિક્ષણ.

જંગલના અભ્યાસ માટે દહેરાદુનમાં એક કૉલેજ છે, તેમાં બધા પ્રાંતના વિદ્યાર્થીઓ દાખલ થઇ શકે છે. મેટ્રિક પાસ થયા બાદ તેમાં દાખલ થાય છે. અભ્યાસ બે વર્ષનો છે. જંગલખાતાની એક શાળા ધારવાડમાં છે.

## (૭) વૈદક.

વૈદકીય શિક્ષણ આપનારી કૉલેજો મુંબઇ, મદ્રાસ, કલકત્તા, લખનૌ તથા લાહોર વગેરે સ્થળે છે. મુંબઇની ગ્રાન્ડ મૅડીકલ કૉલેજમાં આર્ટ્સ કૉલેજના પ્રથમ વર્ષની પરીક્ષા પાસ કર્યા બાદ દાખલ થવાય છે, અભ્યાસ પાંચ વર્ષનો છે. તે ઉપરાંત અમદાવાદ પુના અને કરાંચીમાં મૅડીકલ સ્કૂલો છે. તેનો અભ્યાસ ચાર વર્ષનો છે અને મેટ્રીકની પરીક્ષા પાસ કર્યા બાદ દાખલ થવાય છે. સ્ત્રીઓ માટે દિલ્હીમાં

**લેડી હારડીંગ મેડીકલ કૉલેજ ફોર વીમેન** સ્થાપવામાં આવેલી છે. શહેર સુખાકારી જળવાય તેવી વ્યવસ્થા રાખનાર, સેનીટરી ઇન્સ્પેકટરો અને હૅલ્થ ઑફીસરો તૈયાર કરવા માટે મુંબઇમાં વ્યવસ્થા કરવામાં આવી છે. આ ઉપરાંત આયુર્વેદિક અને યુનાની શિક્ષણ મેળવવા માટે જુદા જુદા પ્રાંતોમાં ખાનગી શાળાઓ અને કૉલેજો છે. મદ્રાસની આયુર્વેદિક કૉલેજ ઘણી પ્રખ્યાત છે. મુંબઇમાં પ્રભુરામ આયુર્વેદિક કૉલેજ છે, તેમજ હાલમાં પાટણમાં પણ એવી પાઠશાળા સ્થપાઇ છે. મુંબઇમાં નેશનલ મેડીકલ કૉલેજ છે, તે પૂર્વ અને પશ્ચિમનું વૈદક જ્ઞાન આપે છે.

## (૮) ટ્રેનિંગ કૉલેજો.

શાળાના શિક્ષકોને યોગ્ય શિક્ષક તરીકે તૈયાર કરવા માટે ટ્રેનિંગ કૉલેજોની સ્થાપના કરવામાં આવી છે. માધ્યમિક શાળાઓના શિક્ષકોને તે શિક્ષણ આપવા મદ્રાસ સરકારે ઘણા વર્ષોથી ટ્રેનિંગ કૉલેજ સ્થાપેલી છે. મુંબઇમાં તે હેતુને લઇ સેકન્ડરી ટ્રેનિંગ કૉલેજ ખોલવામાં આવી છે. હાલમા યુનિવર્સિટીએ બી. ટી. (Bachelor of Teaching) ની ડિગ્રી સ્થાપી છે. તે માટે સેકન્ડરી ટ્રેનીંગ કૉલેજમાં શિક્ષણ આપવામાં આવે છે. ગ્રેજ્યુએટ થયા પછી તેમાં દાખલ થવાય છે. તેનો અભ્યાસ એક વર્ષનો છે. પ્રાથમિક શાળાઓના શિક્ષકોને તૈયાર કરવા માટે લગભગ દરેક વિભાગમાં ટ્રેનિંગ કૉલેજ સ્થાપવામાં આવી છે. ગુજરાતમાં અમદાવાદ અને રાજકોટમાં ટ્રેનિંગ કૉલેજો છે. વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પાસ કર્યા પછી તેમાં દાખલ થવાય છે. તેમાં ત્રણ વર્ષનો અભ્યાસક્રમ હોય છે. સારા શિક્ષકો નહિ મળતા હોવાથી સરકારે આ ટ્રેનિંગ કૉલેજના પ્રથમ વર્ષનો અભ્યાસ શીખવાડવા લગભગ દરેક જીલ્લામાં નૉર્મલ ક્લાસો કઢ્યા હતા. હાલમાં તે નૉર્મલ ક્લાસો બંધ થયા છે. તેમજ **પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કૉલેજ**માંથી ત્રીજા વર્ષનો વર્ગ કાઢી નાખ્યો છે.

(૯) કાયદા.

કાયદાનું શિક્ષણ આપવા માટે સરકારે કાયદાની શાળાઓ કૉલેજો દરેક પ્રાંતમાં કાઢી છે. મુંબઇમાં લૉકોલેજ છે. તે કોલેજમાં ગ્રેજ્યુએટ થયા બાદ દાખલ થઇ શકાય છે. તેનો અભ્યાસ બે વર્ષનો હોય છે, પણ શિક્ષણનો સમય ઘણે ભાગે સાંજનો હોય છે. પુનામાં લૉકલાસ કાઢવામાં આવ્યો છે. હાલમાં વડોદરા અને અમદાવાદમાં તેવા કલાસ કાઢવાની ચળવળ ચાલે છે. આ પરીક્ષામાં પાસ થનારને એલ. એલ. બી. ની ડીગ્રી મળે છે. તેથી સહેલી પરીક્ષા હાઇકોર્ટ પ્લીડરની છે. પણ તે પરીક્ષા કાઢી નાખવાની તજવીજ થાય છે. સોલીસીટર અને એડવોકેટની પરીક્ષાઓ પણ લેવાય છે.

(૧૦) ખાસ વર્ગનું શિક્ષણ.

આ શિક્ષણશાળાઓ અને કૉલેજો ઉપરાંત રાજકુમારોને ઉંચા પ્રકારની કર્તવ્ય બુદ્ધિવાળા, વિશાળ મનોભાવવાળા અને ઉંચી જોખમદારી વહોરી લઇ આગળ પડતો ભાગ લેવાની લાયકાત વાળા બનાવવા માટે અજમેર, રાજકોટ, ઇન્દોર, અને લાહોરમાં રાજકુમાર કૉલેજો સ્થાપવામાં આવી છે.

હિંદમાં વસતા યુરોપિયનોના બાળકોને કેળવવા માટે સરકારે સ્વતંત્ર શાળાઓ સ્થાપી છે. તે શાળાઓનો અભ્યાસક્રમ ઇંગ્લેંડની શાળાઓ પ્રમાણે રાખવામાં આવે છે. સરકારે કેળવણી ખાતું પ્રધાનોને સોંપ્યું છે, પણ આ શાળાઓ સ્વાયત્ત રાખી છે.

પછાત અને અસ્પર્શ્ય જાતિના છોકરાઓને શિક્ષણ આપવા માટે સરકારે કેટલીક સગવડ કરી છે. આ છોકરાઓને માટે સરકારી શાળા અને કૉલેજોમાં ગોઠવણ કરવામાં આવે છે, તેઓને શિષ્યવૃત્તિ આપવામાં આવે છે, અને તેમને માટે હૉસ્ટેલની વ્યવસ્થા કરવામાં આવે છે.

આંધળા, મુંગા અને બહેરા માટે જુદી નિશાળો હોય છે. તે માટે મુંબઇ અને અમદાવાદમાં શાળાઓ છે.

**(૧૧) સ્ત્રી શિક્ષણ.**

સ્ત્રીઓ શિક્ષણ લેતી થાય એમ પ્રેરવામાં આવે છે. હાલમાં ઘણી સ્ત્રીઓ સાહિત્ય, વિજ્ઞાન, કાયદા અને વૈદકની ડીગ્રીઓ ધારણ કરે છે. સેવાસદન, વનિતા વિશ્રામ અને મહિલા પાઠશાળા જેવી ખાનગી સંસ્થાઓ તેમના શિક્ષણની વ્યવસ્થા કરે છે. દિલ્હીમાં તેમને માટે મૅડીકલ કૉલેજ કાઢવામાં આવી છે.

**૫ કેળવણીને મદદ કરનાર સાધનો.**

સરકાર ગરીબો પાસેથી ફી લેતી નથી. તેમજ હોંશિયાર વિદ્યાર્થીઓને સ્કોલરશિપ આપે છે. પછાત વર્ગના તેમજ મુસલમાન વિદ્યાર્થીઓ માટે ખાસ સ્કોલરશિપો રાખવામાં આવી છે. તે ઉપરાંત પુસ્તકાલયો, વાંચનાલયો અને પ્રદર્શનો કેળવણીને ઉત્તેજન આપે છે. વળી જેઓ વૈજ્ઞાનિક શોધખોળ કરે છે તેઓને પારિતોષિક અથવા સ્કોલરશિપ આપવામાં આવે છે. પરદેશમાં જઇ વધુ શિક્ષણ લેવા માટે સ્કોલરશિપો હોય છે.

**૬ કેળવણીખાતું.**

દરેક પ્રાંતનું કેળવણી ખાતું પ્રધાનોના હસ્તક હોય છે. તે ખાતાનો કાર્યવાહ ચલાવનાર વડો અધિકારી ડિરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન છે. તેના હાથ નીચે ઇન્સ્પેક્ટરો અને ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો હોય છે. જેઓ પોતાના વિભાગની અને જીલ્લાની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ પર દેખરેખ રાખે છે. ડિરેક્ટર પોતાના ખાતાના વહીવટ માટે નિયમો કરે છે. અને અભ્યાસક્રમ તથા પાઠ્યપુસ્તકો મંજુર કરે છે. કેળવણી ખાતાના નોકરોના ત્રણ વર્ગ હોય છે. સૌથી પહેલા દરજ્જાના નોકર ઇમ્પીરીયલ એડ્યુકેશનલ સર્વિસ (I. E. S.) ના કહેવાય છે. તેઓની નિમણૂંક હિન્દી વજીર કરે છે. પ્રથમ તે

બધા યુરોપિયનો હતા. હાલમાં કેટલાક દેશીઓને તે જગાઓ આપવામાં આવે છે. તેનાથી નીચલી દરજ્જાની નોકરી પ્રોવીન્શીયલ એડ્યુકેશનલ સર્વિસ કહેવાય છે. આ વર્ગમાં પ્રથમ ડૉ. ભાંડારકર, ડૉ પી. સી. રોય અને ડૉ. જગદિશચંદ્ર બોઝ જેવા હતા. ઉતરતા દરજ્જાની નોકરી સબોર્ડિનેટ એજ્યુકેશનલ સર્વિસ કહેવાય છે. આ બન્નેમાં ઘણે ભાગે દેશીઓ હોય છે. હાલમાં એ દરજ્જાની નોકરીમાંથી લાયકાત પ્રમાણે બીજા દરજ્જાની નોકરીમાં લઇ જવાય છે. વડી સરકારની કારોબારી સભામાં કેળવણીનો સભાસદ છે અને પ્રાંતોની કેળવણી પર દેખરેખ રાખનાર કાર્યવાહી અમલદાર ડિરેક્ટર જનરલ ઑફ એજ્યુકેશન હોય છે. તે આખા હિન્દની કેળવણીની નીતિ પર દેખરેખ રાખે છે.

## ૭ યુનિવર્સિટીઓ.

યુનિવર્સિટીઓ બે પ્રકારની હોય છે. એક શિક્ષણ આપનારી અને પરીક્ષા લેનારી, બીજી ફક્ત પરીક્ષા લેનારી હોય છે. તે ઉપરાંત કેટલીક રેસીડેન્શીયલ હોય છે. અમુક હદમાં તેની સાથે જોડાયેલી બધી કૉલેજો રાખવામાં આવે છે. બીજા પ્રકારની યુનિવર્સિટિઓમાં તેની સાથે જોડાયેલી કૉલેજો જુદા જુદા સ્થળે હોય છે, પણ તે વખતો વખત તે કૉલેજોની તપાસ કમીશનદ્વારા કરાવે છે, અને દેખરેખ રાખે છે. હાલમાં ઘણી યુનિવર્સિટીઓ પોસ્ટ ગ્રેજ્યુએટના અભ્યાસનું શિક્ષણ આપે છે.

યુનિવર્સિટીની સામાન્ય ધારા ઘડનારી સભાને સેનેટ કહે છે. તેમાં ૧૦૦ સભ્યો હોય છે. સરકાર તરફથી નીમાયલા સભ્યો વધુ હોય છે, કાર્યવાહી સભાને સીન્ડીકેટ કહે છે. તે ઉપરાંત જુદા જુદા વિષયોને લગતી કમિટીઓને ફેકલ્ટી કહે છે. યુનિવર્સિટીના વડાને ચેન્સેલર કહે છે. તે ગવર્નરજ હોય છે, પ્રાંતિક સરકાર વાઇસચેન્સેલરને નીમે છે. જે યુનિવર્સિટિ પર દેખરેખ રાખે છે, તેનો કાર્યવાહી

વડો રેક્ટર અથવા રજીસ્ટ્રાર હોય છે, જે તેનો બધો નિયમાનુસાર વહીવટ ચલાવે છે. યુનિવર્સિટિએ જે અગત્યના ફેરફાર અથવા સુધારા કર્યા હોય તે પર સરકારની મંજુરી જોઇએ છે. યુનિવર્સિટિના રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટમાંથી પાંચ વર્ષ માટે ઑર્ડીનરી ફેલોની ચુંટણી થાય છે. આ પ્રમાણે કેળવણી જુદી જુદી રીતે અપાય છે, પણ હિન્દમાં સાક્ષરતાનું પ્રમાણ ઘણું ઓછું છે. પુરૂષો ૧૧ ટકા અને **સ્ત્રીઓ ૪ ટકા ભણેલી છે.**

## ૨ જમીન મહેસુલ.

### ૧ જમીન મહેસુલના પ્રકાર.

દેશના પ્રથમ શત્રુ અજ્ઞાનતા વિષે આપણે જોઇ ગયા. બીજો શત્રુ ગરીબાઇ છે અને તે હોવાનાં ઘણાં કારણ છે. ગરીબાઇ હોવાને લીધે દુકાળના સમયમાં જનસમૂહને શી શી હાડમારીઓ ભોગવવી પડે છે, તે વિષે હવે પછી વિચારીશું. તે પહેલાં દેશના લગભગ ૮૦ ટકા વસ્તી ખેતી પર આધાર રાખે છે, તો સરકાર જમીન મહેસુલ કેવી રીતે લે છે તે જોઇએ.

પ્રાચીન સમયમાં રાજા ખેતીના ઉત્પન્નનો અમુક ભાગ કર તરીકે લેતા. ટોડરમલે પાકને બદલે નાણાં લેવાનું ઠરાવ્યું. કંપની સરકારને બંગાળાની દિવાની મળી, તેણે જુની પદ્ધતિથી મહેસુલ ઉઘરાવવાનું ચાલુ રાખ્યું. મહેસુલ બે પ્રકારે ઉઘરાવાય છે. (૧) જમીનદારી પદ્ધતિ. (૨) રૈયતવારી પદ્ધતિ. જમાબંધી બે પ્રકારની હોય છે; (૧) કાયમી (૨) મુદ્દતબંધી.

(૧) **જમીનદારી પદ્ધતિઃ**—મોગલાઇ સમયથી તાલુકા અને ગામની મહેસુલની ઉઘરાણીનો ઇજારો આપવામાં આવતો હતો. આથી ઉત્પન્ન વધુ થતું હતું. કંપની સરકારે તે પદ્ધતિ કાયમ રાખી અને ઇજારદારોને જમીનદાર બનાવી તેઓની પાસેથી વસુલાત લેવાનું ઠરાવ્યું.

આ જમીનદારો ખેડુતોને જમીન ખેડવા આપતા અને તેના બદલામાં ખેડુતો પાસેથી તેઓ વસુલાત લેતા. આ રીતે સરકાર ખેડુતોની પાસેથી સીધી રીતે વસુલાત ન લેતાં જમીનદારો પાસેથી વસુલાત લે છે. આ જમીનદારોને તાબે એક ગામ અથવા અમુક ગામનો જથ્થો હોય છે અથવા એક ગામની જમીન બે ત્રણ ભાગમાં જમીન-દારોની વચ્ચે વહેંચાયલી હોય છે. કેટલેક ઠેકાણે આ પદ્ધતિને તાલુકદારી પદ્ધતિ કહેવામાં આવે છે. જમીનદારી પદ્ધતિ બંગાળ, સંયુક્ત પ્રાંતો, પંજાબ અને મધ્યપ્રાંતોમાં પ્રચલિત છે.

## (૨) રૈયતવારી પદ્ધતિ.

આ પદ્ધતિમાં એક ગામની જમીન અમુક માણસના હાથમાં હોતી નથી. દરેક ખેડુતનું ખાતું સરકારમાં હોય છે. સરકાર પરબારી ખેડુત પાસેથી વસુલાત લે છે. આથી દરેક ખેડુત જમીન ખેડે છે અને મહેસુલ માટે તે સીધી રીતે સરકારને જવાબદાર રહે છે (જ્યારે જમીનદારી પદ્ધતિમાં જમીનદાર બીજા ખેડુતો પાસે જમીન ખેડાવે છે અને વસુલાત માટે ખેડુતોને બદલે જમીનદાર સરકારને જવાબદાર રહે છે.) આ પદ્ધતિને રૈયતવારી પદ્ધતિ કહે છે; અને તે મુંબઇ, મદ્રાસ, આસામ અને બ્રહ્મદેશમાં પ્રચલિત છે.

## (૩) કાયમી જમાબંધી. (Permanent Revenue Settelement)

લૉર્ડ કૉર્નવૉલીસના સમયમાં જમીન મહેસુલની વસુલાતનું કામ કેટલાંક કારણોને લઇ અચોક્કસ થવાથી તેણે જમીનદારો પાસેથી અમુકજ જમીન મહેસુલ લેવાનું હંમેશને માટે કાયમ કર્યું. આથી જમીન મહેસુલમાં તે પછીથી કંઇ પણ ફેરફાર થયો નથી, અને તેને લઇ જમીનદારો પોતાની જમીન સુધારી નફો મેળવવા લાગ્યા છે. સરકારને તે નફામાંથી કંઇ પણ હિસ્સો મળતો નથી. આ

જમાબંધીની પદ્ધતિ બંગાળા, સંયુક્ત પ્રાંત તથા મદ્રાસના અમુક જીલ્લાઓમાં છે; જે હિંદુસ્તાનનો લગભગ ટ્રેમો ભાગ છે. એ પ્રાંતોના જમીનદારો અત્યારે ઘણા સુખી છે અને કેટલાક રાજાઓ ગણાય છે.

## (૪) મુદતી જમાબંધી (Temporary Settlement)

જે જમાબંધીની પદ્ધતિ કાયમ નથી તે દશ, વીશ કે ત્રીશ વર્ષને અંતે બદલાય છે. મુંબઇ, મદ્રાસ, અને સંયુક્ત પ્રાંતમાં દર ત્રીસ વરસે મહેસુલમાં વધારો કરવામાં આવે છે. પંજાબ અને સંયુક્ત પ્રાંતોમાં દર વીશ વર્ષે મહેસુલમાં ફેરબદલી થાય છે; જ્યારે બ્રહ્મદેશમાં અને આસામમાં તેનાથી ઓછી મુદતમાં મહેસુલ બદલાય છે.

## ૨. સરકાર અને જમીન મહેસુલ.

સરકાર જે જમીનનું મહેસુલ લે છે તે કર છે કે ભાડું છે એ વિષય તકરારી છે. સરકાર પોતે જમીનની માલીક છે, એમ માને છે. તેથી જમીન મહેસુલને ભાડું ગણે છે. જ્યારે પ્રજા પોતાની જમીનના પોતેજ માલીક છે અને તેને લઇ તે જમીન બીજાને ખેડવા આપે છે, વેચે છે અને ગીરો મૂકી શકે છે. ખેડૂતો અથવા જમીનદારો જે મહેસુલ આપે છે તેને સરકાર કર સમજે છે. પણ સરકાર જમીનની માલીકી પોતાની છે તે ઠરાવવા માટે થોડાં વર્ષ ઉપર મુંબઇની ધારાસભામાં પડતર કે ખાલસા થયેલી જમીન માટે એક કાયદો કર્યો છે. તે જમીન જે ખેડુત રાખે તેને તે વેચવાનો કે ગીરો મૂકવાનો હક્ક રહેતો નથી. આ કારણથી તે કાયદો પસાર કરતી વખતે ધારાસભામાં પ્રજાકીય સભ્યોએ તેની સામા ઘણી ઝુંબેસ ચલાવી હતી અને વિરોધ જણાવવાની ખાતર તેઓ ધારાસભા છોડી ચાલ્યા ગયા હતા. આ કાયદા પ્રમાણે જે જમીન હોય છે તેને નવી શરતની જમીન કહેવામાં આવે છે.

સરકાર દર ત્રીસ વર્ષે (મુંબઇ ઇલાકામાં) જે સેટલમેન્ટ નક્કી કરે છે તેનો ઇતિહાસ જાણવાની જરૂર છે. દરેક ગામમાં રેતાળ, કાળી, અને ગોરાડુ વર્ગની જમીન હોય છે. દરેક વર્ષે દરેક તલાટી જમીનોનું પાણીપત્રક તૈયાર કરે છે, અને કઇ જમીનમાં કયો પાક કેટલી આની થયો તેની નોંધ કરે છે. આ આનાવારી પદ્ધતિની રીત વાંધા પડતી હોય છે. તે આનાવારી સરકારી નોકરો તૈયાર કરે છે. આ પાણીપત્રક પાક ઉતરી તૈયાર થતા પહેલાં ઘણે ભાગે તૈયાર થાય છે, આથી ખરી રીતે કેટલો પાક ઉતરે છે તે ઉપર પત્રકો તૈયાર થતાં નથી. તલાટીઓએ કરેલા પાણીપત્રકને આધારે દર ત્રીશ વર્ષે નવું સેટલમેન્ટ નક્કી થાય છે. તે પત્રકો પરથી સરાસરી કાઢી ખેડુતોએ એકંદર કેટલો નફો કે તોટો કર્યો તે નક્કી કરવામાં આવે છે. સામાન્ય રીતે જમાબંધીમાં વધારો થાય છે. પણ ખેડુતોને હપ્તા ભરવાની ઉતાવળમાં તેઓના ઉત્પન્નની કિંમત કેટલી ઓછી ઉપજે છે અથવા માગતાવાળાઓ તેઓનું અનાજ કેટલું ઘસડી જાય છે અને તેથી તેઓને શું નુકશાન થાય છે તે ધ્યાનમાં લેવામાં આવતું નથી. સરકાર ચોખ્ખા નફાના ૫૦ ટકા મહેસુલ લેવાની ફાળવણી કરે છે. આ મહેસુલ ફાળવણીની પદ્ધતિ પ્રજાને કચરી નાંખતી હોવાથી ખેડુતો પોતાની જમીન કેળવી સુધારવા શક્તિમાન થતા નથી. આથી ખેડુતોની સ્થિતિ ઘણી કંગાલીયત રહે છે.

## ૩ આનાવારી કાઢવાની પદ્ધતિ.

દર એકર જમીનમાં સારા વર્ષમાં ૨૦ મણ બાજરી, ૪૫ મણ ડાંગર, ૪૦ મણ કોદરા, ૩૦ મણ દીવેલી, ૨૦ મણ કઠોળ વગેરે અનાજ થતું હોય અને અમુક વર્ષમાં દરેક એકર જમીનમાં ૫ મણ બાજરી, ૧૫ મણ ડાંગર, ૨૦ મણ કોદરા, ૫ મણ દીવેલી, ૪ મણ કઠોળ વગેરે થાય તો બાજરીની ચાર, ડાંગરની પાંચ, કોદરાની આઠ, દીવેલીની રાા, કઠોળની ત્રણ આની પાક થયો ગણાય

છે. પછી અમુક ગામમાં કેટલો પાક થયો એ ગણવા માટે દરેક જુદા જુદા વાવેતરવાળી જમીનના એકરને તે તે પાકની આનીઓનો ગુણાકાર કરી કુલ કેટલા એકરમાંથી કેટલી આની પાક થયો તે જણાય છે. પાકની કુલ આનીઓને કુલ એકરની સંખ્યા વડે ભાગવાથી તે એકરમાં કેટલો પાક થયો તે શોધી કઢાય છે. આવી રીતે 'ખરીફ' (ચોમાસાનો જે પાક શિયાળામાં તૈયાર થાય છે તે) અને 'રવી' (શિયાળાની ખેતીનો જે પાક ઉનાળામાં તૈયાર થાય છે તે) પાકની જુદી આનીઓ કાઢવામાં આવે છે. જો બાર આની ખરીફ પાક થયો હોય અને બે આની રવી પાક થયો હોય તો એકંદર તે ગામમાં ચૌદ આની પાક થયો ગણાય છે, વળી જો રવી પાક બીલકૂલ થયો ન હોય તો પણ બાર આની પાક થયો ગણાય છે. જ્યારે સરકારના પત્રકોમાં ચાર આનીથી ઓછો પાક જણાવવામાં આવે છે ત્યારે મહેસુલ મુલતવી રાખવામાં આવે છે અને છ આની થયો હોય તો અર્ધી વસુલાત લેવાય છે. મુલતવી રાખેલી મહેસુલ બીજે વર્ષે સરકાર વસુલ કરે છે. મહેસુલની વસુલાત માટે સરકારે ખરીફ અને રવી પાકની મોસમમાં હપ્તા રાખેલા હોય છે. જેથી ખેડૂતો સરકારના હપ્તા માટે એકદમ અનાજ વેચી દે છે.

## ૩. દુષ્કાળ નિવારણ.

### ૧ દુષ્કાળ અને સરકાર.

પ્રથમ જોઇ ગયા છીએ કે દેશની ગરીબાઇનું એક કારણ દુષ્કાળ છે. હિન્દ ખેતી પ્રધાન દેશ હોવાથી અવારનવાર દુષ્કાળ પડે છે. પ્રથમ એવા દુષ્કાળો પડયા હતા, કે જેથી લાખો જીવો મરણ પામ્યા હતા. આ કારણથી સરકારે દુષ્કાળશમનનું કામ એક ખાસ ફરજ તરીકે સ્વીકાર્યું છે. હાલમાં તે કામ પ્રાંતિક સરકારના હસ્તકનું છે અને તેનો વહીવટ રેવન્યુ મેમ્બર કરે છે. પ્રતિવર્ષે પ્રાંતિક

સરકારને દુષ્કાળ ખાતે અમુક રકમ ફાજલ મૂકવાની હોય છે; તેનો દુષ્કાળ વખતે ઉપયોગ કરવામાં આવે છે. તે ઉપરાંત દુષ્કાળના વખતમાં ધનિકો પોતાના ભાઇઓના પ્રાણનું રક્ષણ કરવા અનાજ, લુગડાં વગેરેની મદદ કરે છે. સરકાર દુકાળ નિવારણ સંબંધી શાં પગલાં લે છે તે જોતાં પહેલાં તેનાં શાં કારણો છે તે તપાસીએ.

## ૨. દુષ્કાળનાં કારણો.

(૧) ખેતી પ્રધાન દેશ હોવાથી વરસાદ પર આધાર રાખવો પડે છે. જ્યારે અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ થાય છે ત્યારે પાક નિષ્ફળ જાય છે. તે ઉપરાંત તીડ, ઉંદર, પવનફુંકાવો, રોગ વગેરે ઉપદ્રવોથી પાકને હાનિ પહોંચે છે. આ કારણથી દુષ્કાળ પડે છે. તેમજ લોકો પોતાનું વતન છોડી ગુજરાન મેળવવા દુર જતા નથી તેથી દુષ્કાળની અસર ભારે લાગે છે.

(૨) ખેતીને મદદ કરે તેવાં સાધનો–નહેરો, પાણીનાં વિશાળ તળાવો, ખેતીમાં સુધારો કરવાના અખતરા બતાવનારી શાળાઓ, અને મોડેલફાર્મોનો અભાવ હોવાનું બીજું કારણ છે. વળી કેટલીક જમીન પડતર રહે છે જેને ખેડનાર કોઇ હોતું નથી.

(૩) જ્યાં લાખો મનુષ્યોને એક વખતનોજ ખોરાક મળે એવી સ્થિતિ છે અને ખેડુતો શાહુકારોના પંજામાં સપડાયેલા રહે છે તથા ખેતી સિવાયના વખતમાં ઘરગથુ ઉદ્યોગ કરવામાં આવતો નથી તે દેશમાં ગરીબાઇ ભોગવનારનું પ્રમાણ ઘણું છે. આથી પાક નિષ્ફળ નીવડે કે પોતાના ગુજરાન માટે સાંસા પડે છે.

## ૩. દુષ્કાળશમનનાં સાધનો.

દુષ્કાળની સ્થિતિ અટકાવવા માટે સરકાર પ્રથમથી ઉપાયો યોજે છે અને દુષ્કાળના વખતમાં રાહત આપવા માટે ઉપાયો લે છે.

## अ. દુકાળનાં અટકાવનાં સાધનો. (Protective Works)

### (૧) રેલ્વે અને જાહેર બાંધકામ ખાતું:—

હિન્દુસ્તાન એવો વિશાળ દેશ છે કે જ્યારે અમુક ભાગમાં દુકાળ હોય છે, ત્યારે બીજા ભાગોમાં સુકાળ હોય છે. આ કારણથી દરેક દેશમાં અનાજ, ઘાસ ચારો વગેરે સહેલાઇથી થોડા સમયમાં મોકલાવી શકવા માટે જાહેર બાંધકામ ખાતાની યોજના કરેલી છે. (જેની વધુ વિગત આગળ આપવામાં આવશે.) રેલ્વે લાઇનો આખા દેશમાં નાંખવામાં આવેલી છે. જેથી એક પ્રદેશને બીજા પ્રદેશ સાથે સાંધેલો છે તેમજ પાકા રસ્તાઓ કરવામાં આવે છે.

(૨) **ઇરિગેશનઃ**—ઇરિગેશન ખાતું ખેતીને મદદ કરે અને દુકાળના પ્રસંગે ખેતીને જરૂરીઆતનું પાણી પુરૂં પાડે તે માટે કુવા, વિશાળ તળાવો, નહેરો અને નદીઓમાં બંધ બાંધે છે. જેથી તેનું પાણી દુકાળના વખતમાં ખપમાં લાગે છે.

(૩) **સહકારી પેઢીઓઃ**—ખેડુતોની સ્થિતિ ગરીબ હોવાથી અને તેઓ દેવામાં ડુબેલ હોવાથી તેમનો પાક શાહુકારો નહિ જેવી કિંમતમાં ઘસડી જાય છે. આ કારણથી સરકારે સહકારી સંસ્થાઓની યોજના કરેલી છે જેમાંથી ખેડુતોને વખતો વખત મદદ મળી શકે છે.

(૪) **ખેતીવાડીની શોધખોળ**—ખેતીવાડીખાતું સ્થાપવામાં આવ્યું છે, જે ખેતીમાં સુધારો કરી વધુ ઉત્પન્ન કેવી રીતે મેળવી શકાય તેની શોધખોળ કરે છે. તે શોધખોળને પ્રતાપે થયેલા સુધારા બતાવવા માટે તથા ઢોરોની ઓલાદ કેવી રીતે સુધારવી તે માટે અમુક અમુક સ્થળે મોડલ ફાર્મસ સ્થાપે છે. ખેડુતો અજાણ હોવાને લીધે આ નવા સુધારાથી માહિતગાર થવા તથા તેમને દાખલ કરવા તત્પર હોતા નથી.

(૫) **જંગલનું રક્ષણઃ**—ઝાડો વરસાદને આકર્ષે છે. આ કારણથી સરકાર જંગલોનું રક્ષણ કરે છે. પણ ગામડાઓનાં ઝાડોને મીલો ફેક્ટરીઓ વગેરેમાં વપરાતા લાકડાંને માટે કાપી નાખવામાં આવે છે. સરકારે આ ઝાડોના રક્ષણ માટે, અથવા મીલો અને ફેક્ટરીઓમાં લાકડાંનો ઉપયોગ થતો બંધ કરવા કાયદો કર્યો નથી. દુકાળના વખતે નજીકના માણસોને જંગલમાંથી ઘાસ તથા લાકડાં લાવવાની છુટ આપવામાં આવે છે.

## (૬) હવામાન ખાતુંઃ-(Meteriological Department)

સરકારે હવામાન ખાતાની સ્થાપના કરી છે. તે હવા, ગરમી, વરસાદ, પવનની ગતિ અને વેગ વગેરે સંબંધી પ્રતિદિન નોંધ કરે છે. અને તે ઉપરથી વાયુશાસ્ત્રી વરસાદના વર્તારો (Rain Forecast) બહાર પાડે છે, જેને લઇ સરકાર તેમજ ખેડુતો પ્રથમથી ચાંપતા ઉપાય લે છે. જો દુષ્કાળ જેવી સ્થિતિ વર્તારામાં માલમ પડે છે તો તેને માટે સરકાર પ્રથમથી પગલાં લે છે.

## (व) દુકાળ વખતે મદદ આપવાનાં સાધનો (Relief Work)

(૧) જાહેર બાંધકામ ખાતુંઃ—દુકાળવાળા પ્રદેશમાં નવી રેલ્વેલાઇનો નાંખવાનું. રસ્તાઓ, તળાવો, નહેરો વગેરે બનાવવાનાં કામ ખોલવામાં આવે છે. આથી લોકોને મજુરી મળે છે, અને પોતાનું ગુજરાન ચલાવી શકે છે. તેઓને તેથી દુકાળની બીજી હાડમારી ભોગવવી પડતી નથી.

(૨) અનાજ, કપડાં વગેરે આપવાંઃ—જેઓ કામ ન કરી શકે તેવા હોય, તેઓને રાંધેલું અન્ન અથવા કાચું અનાજ, કપડાં અને પૈસાનું દાન કરવામાં આવે છે. ઉચ્ચજાતિના ગરીબ લોકોને ગુપ્ત દાન આપવામાં આવે છે.

**(૩) મહેસુલ મુલતવી રાખવું:**—સરકાર દુકાળના પ્રસંગે મહેસુલ લેવાનું મુલતવી રાખે છે. પણ બીજું વર્ષ સારૂં હોય તો તે વસુલ કરવામાં આવે છે, નહિ તો તે માફ કરવામાં આવે છે.

(૪) તગાવી:—સરકાર ખેડુતોને ખેતીનાં સાધન કુવા, હળ વગેરે ઓજાર બનાવવા અને બળદ, બીજ (બીયારવું) ખરીદવા નાણાં ધીરે છે. તે તગાવીનાં નાણાં અમુક ઠરાવેલે હપ્તે સરકારને પાછાં ભરવાં પડે છે.

(૫) અનાજ, ઘાસચારો વગેરે પુરૂં પાડવું:—સુકાળવાળા પ્રદેશમાંથી સરકાર અનાજ, ઘાસ વગેરે ખરીદી દુકાળવાળા પ્રદેશમાં રેલ્વે મારફત લાવી ઓછા ભાવે વેચે છે. નેમ કોન્ટ્રોલ પદ્ધતિ દાખલ કરવામાં આવે છે. જેથી વેપારીઓને દૂર દેશથી મંગાવેલું અનાજ વગેરે અમુક ભાવે વેચવું પડે છે.

(૬) ખેડુતોને રાહત આપવાના સરકારી ધારા:—સરકારે કાયદા કરી ખેડુતોની જમીન અથવા ખેતીનાં સાધનો લહેણદારોના માગતામાં ન જાય તેવો પ્રતિબંધ કર્યો છે. તેમજ શાહુકારોએ ખેડુતોને પૈસા ધીર્યા હોય તે બદલામાં તેઓની જમીન પોતાને ત્યાં ગીરો રાખે છે, પણ તેઓનો તે ગીરોહક્ક વીસ વરસ કરતાં વધુ મુદત સુધી રહેતો નથી.

## ૪. જાહેર બાંધકામ ખાતું.

## (Public Works Department)

### ૧. પૂર્વ ઇતિહાસ.

કંપની સરકારના વખતમાં જાહેર બાંધકામ ખાતાં પર ખાસ ધ્યાન આપવામાં આવ્યું નહોતું. **લૉર્ડ ડેલહાઉસીએ** પ્રથમ તે ખાતાની શરૂઆત કરી. તેનું મુખ્ય કામ નહેરો, તળાવ, કુવા, મકાનો

રસ્તા, પુલો વગેરે બનાવવાનું હતું. રેલ્વેનું કામ પણ તેને હસ્તક હતું. તે ૧૯૦૫ માં જુદું પાડવામાં આવ્યું છે. લશ્કરને લગતા બાંધકામનું ખાતું પણ જાહેર બાંધકામ ખાતાને તાબે હતું; પણ તે કામ હવે લશ્કર ખાતુંજ કરે છે. આ રીતે મુખ્યત્વે જાહેર બાંધકામ ખાતાના ત્રણ વિભાગ પડે છે.

(૧) રસ્તા, મકાનો અને પૂલો.

(૨) ઇરિગેશન—કુવા, તળાવ અને નહેરો ખોદવાનું.

(૩) રેલ્વે અને તાર નાખવાનું ખાતું. (જે હાલ સ્વતંત્ર ખાતું છે.)

**૨ રસ્તા, મકાનો અને પુલો બાંધનારૂં ખાતું.**

નિશાળો, ઇસ્પિતાલો, દવાખાનાં, કચેરીઓ, કેદખાનાં, કોર્ટો, પોસ્ટ ઓફીસો, તાર ઓફીસો, પૂલ, ધર્મશાળા તથા સરકારી કામકાજના ઉપયોગ માટેનાં મકાનો પબ્લીક વર્કસ ડિપાર્ટમેન્ટ તરફથી બાંધવામાં આવે છે. ગામેગામ અને શહેરો વચ્ચે પાકા રસ્તા બાંધવાનું કામ તે કરે છે. હાલમાં કેટલાક રસ્તા, લોકલબોર્ડો અથવા મ્યુનિસિપાલીટીને ખર્ચે બાંધવામાં આવે છે. એ રસ્તાઓ ઉપર ઝાડ ઉછેરવાનું કામ પણ તેજ ખાતું કરે છે. આ ઉપરાંત ઉપર જણાવેલાં મકાનો, રસ્તા વગેરેના મરામતનું અને દેખરેખ રાખવાનું કામ આ ખાતાને હસ્તક છે.

**૩ ઇરિગેશન.**

પ્રાચીન સમયથી હિંદમાં નહેરો અને તળાવોની યોજના થઇ હતી. કંપની સરકારે તે ઉપર ધ્યાન આપ્યું નહોતું. હાલમાં હિન્દુસ્તાનમાં ઘણી નહેરો થઇ છે પણ ઘણા વિસ્તારમાં આ નહેરો બનાવવાની યોજના થવાની જરૂર છે. કારણ કે પહેલાંના કરતાં વરસાદ ઓછો પડે છે, જેથી જોઇતી ખેતી થતી નથી. દુષ્કાળને અટકાવનાર આ ખાતું છે. વરસાદનું પાણી સમુદ્રમાં વહી જાય છે

તેને બદલે મોટાં તળાવો અને નહેરો બાંધી ખેતી માટે તેનો ઉપયોગ કરી શકાય તો ઘણો ફાયદો થાય તેમ છે. આ કારણથી સરકારે મોટી યોજનાઓ તૈયાર કરી છે પણ તે યોજનાનો અમલ કરતાં કરોડો રૂપીઆનું ખર્ચ થાય તેમ છે.

સરકાર (૧) કુવા બાંધવાની યોજના, (૨) પાણી ભરી રાખવા માટે તળાવો બાંધવાની યોજના અને (૩) નદીઓમાંથી નહેરો બાંધવાની યોજનાઓનો અમલ કરે છે. તે યોજનાઓથી ખેતીને જરૂરીઆતનું પાણી પૂરૂં પાડવામાં આવે છે. નાની નહેરો પ્રાન્તિક સરકાર બંધાવે છે અને મોટી નહેરો, વડી સરકાર બાંધી પ્રાંતિક સરકારને સોંપે છે.

## ૪ જાહેર બાંધકામ ખાતાનો વહીવટ.

દરેક પ્રાંતમાં સામાન્ય રીતે એક અથવા બે ચીફ ઇન્જીનીઅરો હોય છે, જેઓ ઇરીગેશન અને રસ્તા, મકાનો વગેરે ખાતાના વડા કાર્યાધિકારીઓ હોય છે. તેમના હાથ નીચે અમુક જીલ્લાના સમુહ કરવામાં આવ્યા છે; અને તેનો ઉપરી સુપરિન્ટેન્ડીન્ગ ઈન્જીનીઅર હોય છે. તે પોતાના વિભાગમાં જાહેર બાંધકામ ખાતા પર દેખરેખ રાખે છે. તેઓના હાથ નીચે દરેક જીલ્લામાં ઍકઝીક્યુટીવ ઇન્જીનીઅર હોય છે. તેઓ પોતાના જીલ્લામાં બાંધકામની વ્યવસ્થા કરે છે. તેઓને મદદ કરવા તેમના હાથ નીચે આસીસ્ટન્ટ ઇન્જીનીઅર, સુપરવાઇઝર, ઓવર્સીયર, મીસ્રીઓ વગેરે હોય છે. ચીફ ઇન્જીનીઅર, સુપરીન્ટેન્ડીન્ગ ઇન્જીનીઅર અને ઍકઝીક્યુટીવ ઇન્જીનીઅરને પ્રથમ વિલાયતથી હિન્દી વજીર નીમી મોકલતા હતા, પણ હવે લાયકાત પ્રમાણે હિન્દીઓને સુપરીન્ટેન્ડીન્ગ ઇન્જીનીઅર સુધીની નોકરીએ ચઢાવવામાં આવે છે. દરેક પ્રાન્તના ચીફ ઇન્જીનીઅરો, વાઇસરોયની કારોબારી સભાના ખેતીવાડી અને રેવન્યુ મેમ્બરના તાબા નીચે છે.

## ૫ રેલ્વે ખાતું.

### ૧ પૂર્વ ઇતિહાસ.

રેલ્વેનો શરૂઆત લૉર્ડ **ડેલ્હાઉસી**ના સમયમાં (૧૮૫૧માં) **થઇ અને પ્રથમ** રેલ્વે લાઇન મુંબઇ અને થાણા વચ્ચે નંખાઇ. દેશમાં **રેલ્વે** બાંધવાના બે ઉદ્દેશ છે (૧) વ્યાપારની ખીલવણી અને (૨) લશ્કરી જરૂરીઆત. લશ્કરી જરૂરીઆત માટે નંખાયલી રેલ્વેમાંથી ઉપજ આવે એવી ખાસ આશા રાખવામાં આવતી નથી. વ્યાપારની ખીલવણી માટે રેલ્વે દરેક મોટાં શહેર અને બંદરો વચ્ચે નાંખવામાં આવી છે. હાલ હિન્દુસ્તાનમાં દરેક ભાગમાં રેલ્વે પથરાયલી છે. ૧૯૦૫ સુધી રેલ્વેની વ્યવસ્થા જાહેર બાંધકામ ખાતાને હસ્તક હતી. પણ હાલ તે વડી કાર્યવાહી સભાના વ્યાપાર અને ઉદ્યોગ ખાતાના સભાસદના તાબા નીચેના રેલ્વે બોર્ડને હસ્તક છે. આ રેલ્વેબોર્ડમાં બે સભ્યો અને એક પ્રમુખ છે.

### ૨ રેલ્વેના પ્રકાર.

હાલમાં હિન્દમાં રેલ્વે બે પ્રકારની છે. એક સરકારના હસ્તકની અને બીજી ઇંગ્લંડમાં સ્થપાએલી કંપનીઓના હસ્તકની છે. આ રેલ્વે કંપનીઓને વિલાયતના ધનિકોના નાણાંથી અમુક વર્ષના પટાએ સ્થાપવાની મંજુરી આપવામાં આવી હતી. સરકારે તેને માટે જોઇતી જમીન મફત આપી હતી; અને જો કંપનીઓને ખોટ જાય તો સરકારે પાંચ ટકાનું વ્યાજ આપવાની ગેરંટી આપી હતી. પણ જો કંપનીને પાંચ ટકા ઉપરાંત નફો મળે તો તેમાં અર્ધો હિસ્સો સરકારનો રાખવામાં આવ્યો હતો. આ કારણથી રેલ્વે કંપનીઓએ કરકસર કરવાનું લક્ષ્યમાં લીધું નહોતું. રેલ્વેનો સરસામાન વગેરે મ્હોંનાં માગ્યાં દામ આપી વિલાયતમાંથી ખરીદવામાં આવતો હતો. તેના નોકરો પણ ગોરાઓ રાખવામાં આવતા હતા. હાલમાં રેલ્વેખાતું હિન્દીમય બનાવવાની

બલામણ થઇ છે, અને તેને લીધે કોઇક હિન્દીઓને ઉંચી નોકરીઓ મળી છે. સરકારને હસ્તક ઇસ્ટ ઇન્ડીઆ રેલ્વે કંપની અને જી. આઇ. પી. રેલ્વે કંપની આવી છે. તેની આવક સરકારની તીજોરીમાં જમા થાય છે. સરકારે માળવા–રજપુતાના, બંગાળ–નાગપુર, અને સીમલા કાલ્કા રેલ્વેઓ બંધાવી તેનો વહીવટ કરવાનું કામ બીજી રેલ્વે કંપનીઓને અમુક સરતોએ સોંપ્યું છે. બીજી રેલ્વે કંપનીઓને અમુક મુદ્દતના પટા કરી આપવામાં આવ્યા છે. તે તે મુદ્દત પૂરી થયે સરકાર તે રેલ્વેઓ અમુક શરતોએ ખરીદી લે છે અથવા વધુ વર્ષનો પટો કરી આપે છે.

## ૩. રેલ્વે લાઇનોનું માપ.

કેટલીક રેલ્વેના પાટા પા। ફુટ પહોળા હોય છે, તેને પહોળા માપની (Broad Guage) કહે છે; કેટલીકના પાટાની પહોળાઇ ૩। ફુટની હોય છે તેને મીટર માપની (Metre Guage) કહે છે. જ્યારે કેટલીક ૨॥ ફુટ પહોળાઇની હોય છે, તેને સાંકડા માપની (Narrow Guage) કહે છે. હાલમાં મુંબઇથી કુરલા સુધી વીજળીના બળથી રેલગાડીઓ ચાલે છે.

## ૪. રેલ્વે વહીવટ.

ખાનગી રેલ્વે કંપનીઓના ડિરોકટરોની સભા ઇંગ્લેંડમાં છે. હિન્દમાં તે તે કમ્પનીઓના એજન્ટ રહે છે. તેના હાથ નીચે ટ્રાફીક મેનેજર, ટ્રાફીક સુપરિન્ટેન્ડેન્ટ, ચીફ ઇન્જીનીઅર, લોકોમોટીવ સુપરિન્ટેન્ડેન્ટ, સ્ટોરકીપર અને ઑડિટર વગેરે હોય છે. આ સર્વે નોકરો વિલાયતથી આવે છે. એન્જીન ડ્રાઇવરો, મોટા શહેરના સ્ટેશન માસ્તરો, ડીસ્ટ્રીકટ ટ્રાફીક સુપરિન્ટેન્ડેન્ટ વગેરે પરદેશીઓ હોય છે. ઉતરતા વર્ગના નોકરો હિન્દીઓ હાય છે. હાલમાં લાયક હિન્દીઓને ઉચ્ચ નોકરી આપવાનું સ્વીકારવામાં આવ્યું છે. ખાનગી રેલ્વે કંપનીઓ

દેશના હુન્નર ઉદ્યોગને પોષતી ન હોવાના ઘણા દાખલા જોવામાં આવ્યા છે, અને વિલાયતના માલનો પ્રચાર થાય તેવા ગુડસના દર રખાય છે. તે ઉપરાંત ત્રીજા વર્ગના મુસાફરોને પડતી હાડમારીઓ માટે ઘણો પોકાર કરવામાં આવતો હોવા છતાં કંઇ દાદ મળી નથી.

## ૬ વૈદક અને આરોગ્ય.

૧ દરેક સુધરેલી દુનિઆમાં પ્રજાની તંદુરસ્તી ઉપર સરકાર ઘણું લક્ષ્ય આપે છે. હિન્દમાં મરણ પ્રમાણ ઘણું છે; અને માણસની જીંદગીની સરેરાસ લગભગ ૨૫ થી ૩૦ વરસની આવે છે. જ્યારે બીજા દેશોમાં ૫૦ કરતાં વધુ વરસની હોય છે. આ કારણથી સરકારને જન સમુહની તંદુરસ્તી પર ઘણું લક્ષ્ય આપવાનું રહે છે. ગામડાનું આરોગ્ય ઘણાં કારણોને લઇ સારૂં હોતું નથી. ડાકટરી સલાહ તેમજ દવાનો અભાવ હોય છે. જોઇતા પ્રમાણમાં કેળવાએલા ડૉકટરો નથી હોતા. પ્રાચીન સમયથી આયુર્વેદ અને યુનાની પદ્ધતિ પ્રચલિત હતી, પણ તેને સરકાર તરફથી પોષવામાં આવી નથી. આ કારણથી ઘણાં ગામોમાં ઉંટવૈદ્યો પોષાતા થયા છે. પ્રજાના ત્રીજા શત્રુ રોગને માટે પણ સરકારે બે ખાતાં સ્થાપ્યાં છે. (૧) રોગનો ઉપદ્રવ થતો અટકે તે માટે સુધરાઇ ખાતું (Senitary Department) અને (૨)થએલા રોગો મટાડવા માટે વૈદક ખાતું (Medical Department).

## ૨. સેનીટરીખાતાનું કામકાજ.

લગભગ ૯૦ ટકા પ્રજાજન ગામડાંમાં રહે છે. ગામડાંઓ ઘણાં અનારોગ્ય હોય છે. ત્યાંના રસ્તાઓ સ્વચ્છ હોતા નથી. પાણી ચાલ્યું જાય તેવી ગટરો હોતી નથી. પીવાને માટે સ્વચ્છ પાણીનાં વાંખાં પડે છે. તે ઉપરાંત અજ્ઞાન અને વહેમનું સામ્રાજ્ય પ્રજાજનોપર સ્થપાયલું હોય છે. આવાં અનેક કારણોથી જનસુખાકારી ઘણી ખરાબ હોય છે. કોલેરા, પ્લેગ વગેરે ચેપી રોગના ભોગ ઘણા થાય છે. આ

સ્થિતિ સુધારવા માટે સરકારે સુધરાઇ ખાતાની યોજના કરેલી છે. નાનાં ગામોમાં લોકલબોર્ડોના તાબાની સેનીટરી કમિટી સુધરાઇનું કામ કરે છે; જ્યારે મોટાં ગામ અને શહેરોમાં તે કામ મ્યુનિસિપાલિટીઓ કરે છે. તેઓ ગામના રસ્તા સાફ રાખે છે. ગામનો પુંજો અને ગંદકી દૂર કરે છે. કોહી ગએલા ખાવાના પદાર્થો વગેરેનો નાશ કરે છે. શીતળા ટાંકવાનું, રસી મૂકવાનું વગેરે કામો કરે છે. ગંદકી થાય તેવાં ખાબોચીઆં, ઉકરડા વગેરે દૂર કરવા પ્રયત્ન કરે છે. અસુખાકારી ઘરો, બજારો, ચાહની દુકાનો–હોટેલો–વગેરે દૂર કરે છે. તે ઉપરાંત જન્મ, મરણનો આંકડો રાખે છે. જનસુખાકારીના નિયમો દેશી ભાષામાં છપાવી પ્રજામાં વહેંચવામાં આવે છે.

## ૩. સેનીટરી ખાતાનો વહીવટ.

દરેક પ્રાન્તમાં સેનીટરી કમિશનર હોય છે, જે આખા પ્રાન્તના આરોગ્યની દેખરેખ રાખે છે. તેના હાથ નીચે અમુક ભાગ પાડી, ડેપ્યુટી સેનીટરી કમીશનર નીમવામાં આવ્યા છે. તે પોતાના ભાગની સુખાકારી માટે જવાબદાર હોય છે. દરેક જીલ્લામાં સેનીટરી બોર્ડ હોય છે, તે જીલ્લા લોકલબોર્ડના તાબા હેઠળ છે. એ સેનીટરીબોર્ડ નીચે દરેક ગામમાં સેનીટરી કમિટીઓ હોય છે; અને તે દરેક પોતાના ગામના આરોગ્યનું કામ કરે છે. મ્યુનિસિપાલિટિઓમાં પણ સેનીટરી કમીટી હોય છે. મોટી મ્યુનિસિપાલીટિઓમાં હેલ્થ ઑફીસર અને સેનીટરી ઇન્સ્પેકટરો હોય છે. જ્યારે નાની મ્યુનિસિપાલીટીઓમાં ફક્ત સેનીટરી ઇન્સ્પેકટરો હોય છે, જેઓ પોતાની મ્યુનિસિપલ આરોગ્યની દેખરેખ રાખે છે.

## ૪. વૈદક ખાતાનો વહીવટ.

રોગનો ઉપદ્રવ થતો અટકાવવા જ્યારે સેનેટરી ખાતું છે, ત્યારે રોગ મટાડવા માટે વૈદક ખાતું છે. તે પ્રાન્તિક સરકારને હસ્તક છે.

તે ખાતાનો વડો સર્જન જનરલ અથવા ઇન્સ્પેકટર જનરલ ઑફ હૉસ્પીટાલ્સ હોય છે. તે પ્રાંતનાં દવાખાનાં, હૉસ્પીટાલ્સ વગેરે પર દેખરેખ રાખે છે. જીલ્લાના મથકમાં સીવીલ હૉસ્પીટાલ હોય છે. તેનો વડો સીવીલસર્જન હોય છે. તેના હાથ નીચે આસીસટન્ટ સર્જન હોય છે. જીલ્લાની મ્યુનિસિપાલીટીઓ તથા બીજા સ્થળે હૉસ્પીટલ અને દવાખાનાં હોય છે, તે સબ આસીસ્ટન્ટ સર્જનના હાથ નીચે છે. દરેક પ્રાન્તોના સર્જન જનરલ ઉપર ડિરેકટર જનરલ હોય છે, જે વડી સરકારને તાબે છે.

વૈદ્યકીય ખાતાના નોકરોના બે પ્રકાર છે. એક સનંદી નોકર અને બીજા સૈનિકી નોકર. સનંદી નોકરોની પરીક્ષા વિલાયતમાં લેવાય છે; અને પાસ થનારાને હિન્દી વજીર નીમે છે. તેઓ હિન્દી વૈદ્યકીય નોકરો (I. M. S.) કહેવાય છે. લશ્કરી વૈદ્યકીય નોકરો વિલાયતથી નીમાઇ અત્રે આવે છે અને તેઓ રૉયલ આર્મી મૅડિકલ કોર (R. A. M. C.) ના નોકરો કહેવાય છે.

કેળવણી વિભાગમાં જોઇ આવ્યા છીએ કે વૈદ્યકીય કેળવણી આપવા માટે મુંબઇ ઇલાકામાં '**ગ્રાન્ડ મેડિકલ કૉલેજ**' તથા અમદાવદ, પુના અને હૈદ્રાબાદમાં મેડિકલ સ્કૂલ છે. તેમાંથી ડાકટરો, નર્સો અને મીડવાઇફો વગેરે તૈયાર થાય છે.

### ૫. વૈદક ખાતાનું કામકાજ.

મ્યુનિસિપાલ નગરોમાં તથા બીજા ગામોમાં દવાખાનાં સ્થપાયાં હોય છે. તેમાંથી દરદીઓને દવા આપવામાં આવે છે. હૉસ્પિટલોમાં દરદીઓ રહે છે, જેઓને દવા આપવા ઉપરાંત સારી દેખરેખ નીચે સારવાર કરવામાં આવે છે. દરેક પ્રગતિવાળા દેશોમાં ઇસ્પિતાલોની ખાસ વ્યવસ્થા કરેલી હોય છે. કેટલેક સ્થળે સેનિટેરિઅમ સ્થાપવામાં આવ્યાં હોય છે. ત્યાં દરદીઓને તેઓના રોગની દવા, સારવાર વગેરે

ઉપરાંત ખાસ હવાનો લાભ મળે છે. ગાંડાઓ, રક્તપીતીઆઓ માટે જુદાં જુદાં દવાખાનાં હોય છે. ત્યાં તેમને સારી સારવાર સાથે રાખવામાં આવે છે. કસૌલી, શિલોંગ, કુનેર અને રંગુનમાં હડકાયા કુતરાંના ઉપચાર માટે ખાસ દવાખાનાં છે. હવે દરેક જીલ્લામાં તેને માટે વ્યવસ્થા કરવામાં આવે છે. તે ઉપરાંત લોહી તપાસવા માટે, મેલેરીઆ, ક્ષય, કોલેરા, વગેરે ચેપી રોગોની પરીક્ષા કરવા માટે, અને તેને લગતા વધુ અભ્યાસ માટે પ્રયોગ શાળાઓ હોય છે.

## ૭. હિન્દી સનંદી નોકરી. (Indian Civil Service).

### ૧. પૂર્વ ઇતિહાસ.

ઇસ્ટ ઇંન્ડિયા કંપનીના નોકરોની નીમણુંક ડિરેક્ટરોની સભા કરતી હતી. શરૂઆતમાં તે નોકરોને ખાનગી વેપાર કરવાની છુટ હતી. પણ આનાં ઘણાં અનિષ્ટ પરિણામ આવ્યાં. લૉર્ડ કૉર્નવૉલીસે ખાનગી વેપાર કરવાની બંધી કરી; અને નોકરોના પગાર અને ગ્રેડમાં સુધારો કરવામાં આવ્યો. તે ઉપરાંત જેમ જેમ કંપનીના હાથમાં રાજકીય સત્તા આવતી ગઇ, તેમ તેમ નોકરોને કેળવવાની ખાસ જરૂર જણાઇ. આથી હેલબરીમાં નોકરો તૈયાર કરવા કૉલેજ સ્થપાઇ. આ નોકરોને કેટલાક કરાર કરવા પડતા, તેથી તે નોકરીનું કરારવાળી સનંદી નોકરી (Covenanted Civil Service) નામ પડ્યું હતું. ૧૮૫૩ સુધી આ નોકરીમાં કંપનીમાં લાગવગવાળા અને પ્રથમના નોકરોના કુટુંબીઓ આવતા હતાં, તે બંધ થઇ સિવિલ સર્વિસની પરીક્ષા સ્થાપવામાં આવી અને બ્રિટિશ પ્રજા સારૂ જાહેર હરિફાઇ ખુલ્લી રાખવામાં આવી. તે ઇંગ્લેન્ડમાં લેવાય છે અને ઉમેદવારની ઉંમર ૨૧ થી ૨૩ વર્ષની રાખવામાં આવી છે. ઇંગ્લેન્ડનાં હવાપાણી, ખર્ચ વગેરેને કારણે ઘણી જુજ સંખ્યામાં હિન્દીઓ તે પરીક્ષામાં ભાગ લેતા હતા. આ કારણથી

હિન્દીઓને માટે અમુક સનંદી નોકરીની જગાઓ રાખવામાં આવી છે. **દાદાભાઈ નવરોજીએ** સિવિલ સર્વિસની પરીક્ષા હિંદમાં લેવા માટે પાર્લામેન્ટમાં ઠરાવ પસાર કરાવ્યો હતો, પણ તેનો અમલ ઘણા વર્ષો સુધી થયો નહી. હાલ હિંદમાં તેની પરીક્ષા લેવાય છે પણ અભ્યાસ માટે ઇંગ્લેન્ડ જવું પડે છે.

૧૮૯૨ માં સિવિલ સર્વિસના ત્રણ ભાગ કરવામાં આવ્યા: (૧) હિન્દી સર્વિસ, (૨) પ્રાંતિક સર્વિસ (Provincial Service) (૩) સબ-ઓરડીનેટ સર્વિસ (Subordinate Service). પહેલા વર્ગની નોકરીમાં ઇંગ્લાંડમાં લેવાયલી હરિફાઇની પરીક્ષામાં પાસ થનારને લેવામાં આવતા હતા. બીજા વર્ગ માટે કેળવણી પામેલા હિન્દીઓમાંથી અથવા હરિફાઇની પરીક્ષા વડે અથવા ઉતરતા દરજ્જામાંથી બઢતી કરી લેવામાં આવતા. ઉતરતા દરજ્જાની નોકરીમાં મુખ્યત્વે હિન્દીઓ છે.

## ૨ હાલની સિવિલ સર્વિસની પદ્ધતિ.

૧૮૭૦ થી હિન્દીઓને હિન્દી સિવિલ સર્વિસ માટે લાયક ગણવામાં આવ્યા છે; અને નોકરીઓ મળવા લાગી છે. ૧૯૦૯ થી વધુ પ્રમાણમાં હિન્દીઓને સનંદી નોકરીમાં દાખલ કરવાનું સ્વીકારવામાં આવ્યું છે. **મોન્ટફર્ડ** સુધારાને લઇ સનંદી નોકરી માટે નીચે જણાવ્યા મુજબ ઉમેદવારો પસંદ કરવામાં આવે છે.

(૧) લંડનમાં જાહેર હરિફાઇની પરીક્ષા વડે.
(૨) હિન્દમાં જુદી જાહેર હરિફાઇની પરીક્ષા વડે.
(આ પરીક્ષા અલ્હાબાદમાં લેવાય છે.)
(૩) હિન્દમાંની નિમણુંકો,
(૪) પ્રાંતિક નોકરીમાંથી પ્રોમોશન.

(૫) ધારાશાસ્ત્રીઓમાંથી કરવામાં આવતી નિમણુંકો વડે.

હરિફાઇની પરીક્ષા માટે પસંદ થએલાઓને બ્રિટિશ યુનિવર્સિટીમાં બે વર્ષ સુધી નોકરીને લગતા ખાસ વિષયો અને બીજા નક્કી કરેલા વિષયો શિખવા પડે છે. તેઓ પછી હરિફાઇની પરીક્ષામાં બેસે છે. જેઓ તે પરીક્ષામાં ઉચ્ચ નંબરે પાસ થાય છે, તેઓને આસિસ્ટન્ટ કલેકટર વગેરેની જગાએ પ્રથમ નીમવામાં આવે છે.

હિન્દી સનદી નોકરીની તપાસ કરવા માટે ૧૯૨૪ માં **લી કમીશન** નીમવામાં આવ્યું હતું. તેને લીધે હિન્દી સનંદી નોકરીમાં હિન્દીઓનું પ્રમાણ ૧૫ વર્ષમાં અર્ધું રાખવાનું અને પ્રાંતિક નોકરીમાં ૨૫ વર્ષમાં તે પ્રમાણ રાખવાનું સ્વીકાર્યું છે. તે ઉપરાંત યુરોપીયનોના પગાર, ભાડાં–ભથ્થાં વગેરેમાં ઘણો વધારો કરવામાં આવ્યો છે. જેથી હિન્દ પર ઘણો બોજો વધી જાય છે. વડી ધારાસભાએ લી કમીશનની પગાર અને ભથ્થાંને લગતી ભલામણોને લગતું બીલ નામંજુર કરવા છતાં બ્રિટિશ પાર્લામેન્ટે તેને પસાર કર્યું છે. આ હિન્દી સનદી નોકરીને વિલાયતવાસીઓ પોલાદનું ચોખઠું અને તેના પર તેઓના રાજ્ય અમલનો આધાર છે, એમ માને છે.

આઇ. સી. એસ. ના સભ્યો આસીસ્ટન્ટ કલેકટરમાંથી ખાતાની પરીક્ષાઓ પાસ કરી ડિસ્ટ્રિકટ કલેકટર અથવા ડિસ્ટ્રીકટ કે સેસન જજ થાય છે. વળી કમીશનર, સરકારના અન્ડર સેક્રેટરી અને સેક્રેટરી, પ્રાંતિક તથા કારોબારી સભાના સભ્ય, હાઇકોર્ટના જજ અને પ્રાંતના ગવર્નર સુધી ચઢી શકે છે. તેઓનો પગાર રૂા. ૪૫૦ થી શરૂ થઇ લગભગ રાા હજાર સુધી થાય છે; પગાર ઉપરાંત દરીઆપારનું ભથ્થુ રૂા. ૨૫૦ જેટલું વધુ મળે છે; અને ચીફ કમીશનર, કાર્યવાહી સભ્ય

કે ગવર્નર બને છે ત્યારે તે જગાનો પગાર મળે છે. પણ નિવૃત થયા પછી, ગમે તે પદવીએ હોય પણ ૧૦૦૦ પૌંડનું પેન્શન મળે છે.

## ૮. હિન્દી રાષ્ટ્રીય મહાસભા
## (Indian National Congress)

### ૧. પ્રથમ ભૂમિકા.

દરેક દેશમાં રાજકીય મંડળો સ્થપાય છે અને તે મંડળોદ્વારા પ્રજાકીય નેતાઓ રાજ્યવહીવટ સંબંધી પોતાના વિચારો તથા માગણીઓ જાહેર કરે છે. ઇંગ્લેન્ડ વગેરે પશ્ચિમના દેશોમાં રાજા અને પ્રજા એકજ જાતિના હોવાથી તે દેશોમાં ઘણાં વર્ષોથી પ્રજાકીય વહીવટ શરૂ થયો છે. હિન્દમાં રાજ્ય કરનાર સરકાર વિદેશી હોવાથી પ્રજાને પોતાની માગણીઓ જણાવવાની કોઇપણ સંસ્થા નહોતી. લૉર્ડલિટનના દેશી છાપખાનાનો કાયદા લઇ અને અદૃઘાન રાજનીતિને લઇ દેશમાં અંગ્રેજી ભણેલાઓનાં મન પર ઘણી અસર થઇ હતી. આ કારણથી માતૃભૂમિના ઉદ્ધાર માટે જુદા જુદા ભાગના પ્રતિનિધિઓની એક સભા સન ૧૮૮૫ નાં નાતાલમાં મુંબઇ મુકામે બોલાવવામાં આવી. આજ હિન્દી રાષ્ટ્રીય મહાસમાની શરૂઆત. તે મહાસભાને દોરવાને માટે મી. **એ. ઓ. હ્યુમે** ઘણી મહેનત લીધી હતી. મહાસભાના શરૂઆતના મુખ્ય ઉદ્દેશ નીચે મુજબ હતાઃ-

(૧) પ્રજાની ઉન્નતિ માટે કામકરનારાઓ એકબીજાના પરિચયમાં આવે, મિત્રતા વધે અને રાષ્ટ્રીય ઐક્ય દૃઢ થાય; અને જુદા જુદા લોકોના વિચારો એકત્ર કરી પ્રજાકીય વિચાર તરીકે રજુ કરવામાં આવે.

(૨) હિંદની નૈતિક, માનસિક, સામાજીક, આર્થિક અને રાજકીય સ્થિતિ સુધારવા ક્રમે ક્રમે પ્રયાસ કરવો.

(૩) ધારા ધોરણની રીતિએ સ્વશાસિત (Self–Governing) સંસ્થાનોના જેવું સ્વરાજ્ય મેળવવું. આ માટે પ્રતિવર્ષે નાતાલમાં રાજકીય નેતાઓએ મળવું અને તે પ્રસંગે પ્રજાકીય શી માગણીઓ છે તે જણાવવા તથા નવા વર્ષમાં પ્રજાની ઉન્નતિ કરવાનાં કામોની રૂપરેખા દોરવી અને અગત્યના પ્રશ્નો પર પ્રજાનો મત જાહેર કરવો. આ પ્રમાણે મહાસભાએ રાજકીય બાબતો વિષે લોકમત કેળવવાનું અને પ્રજાકીય મત જાહેર કરવાનું કામ શરૂ કર્યું. આથી સરકારી કામોને માટે પ્રાર્થના, અરજી અને વિરોધની નીતિ અખત્યાર કરવામાં આવી.

શરૂઆતમાં મહાસભાનું બંધારણ ઘડાયું નહોતું. ત્રીજી બેઠક વખતે વિષય વિચારણી સભા ભરવામાં આવી અને મહાસભાએ કરવાનું કામ આ સભાએ તૈયાર કરવાનું ઠર્યું. ચોથી બેઠક વખતે પ્રતિનિધિની ફી દાખલ કરવામાં આવી અને મહાસભાના મંત્રીની નિમણુંક થઇ. પાંચમી સભામાં દર દસ લાખની વસ્તીએ એક પ્રતિનિધિ રાખવાનો ઠરાવ થયો. તેમજ મંત્રીને સલાહ આપવા માટે દરેક પ્રાંતના અકેક આગેવાનની નિમણુંક કરવામાં આવી. પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓ સ્થપાઇ. બંધારણ આ રીતે ઘડાતું ગયું. હિન્દની માગણીઓથી બ્રિટિશ પ્રજા અને પાર્લામેન્ટ વાકેફ થાય તે માટે ઇગ્લેન્ડમાં બ્રિટિશ કોંગ્રેસ કમિટી સ્થપાઇ. પંદરમી બેઠકમાં મહાસભાનું બંધારણ નક્કી થયું. વર્ષ દરમ્યાન મહાસભાનું કામકાજ કરવા માટે જુદા જુદા પ્રાંતોના ૪૫ પ્રતિનિધિઓની ઓલ ઇન્ડિઆ કોંગ્રેસ કમિટી સ્થાપવામાં આવી. તેમજ પ્રાંતોની રાજધાનીનાં સ્થળોએ પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓ સ્થપાઇ.

કોંગ્રેસે સરકારને પ્રજાકીય વિચાર જણાવવા માટે કેટલાક ઠરાવો પસાર કર્યા હતા. તે ઠરાવો ભલામણ કરનારા હતા. આ

પદ્ધતિથી જુવાનીઆઓ નાખુશ હતા, કારણ કે શરૂઆતમાં સરકારે મહાસભાના કામો તરફ સહાનુભૂતિ દર્શાવી હતી પણ વખત જતાં તેના કાર્યકર્તાઓના વર્તન પર બારીક નજર રાખી હતી. કેટલાકો પ્રતિ જાપ્તાનાં પગલાં લીધાં હતાં તેમજ મહાસભામાં સરકારી અમલદારોને પ્રેક્ષક તરીકે પણ જવાની બંધી કરી હતી. આવાં કેટલાંક કાર્યોથી અને પ્રાર્થના, અરજી અને વિરોધની પદ્ધતિથી ઘણા નાખુશ થયા હતા. બંગાલના ભાગલાથી દેશમાં ઘણી ચળવળ ચાલી હતી. આથી વિનિત ( Moderate) અને ઉદામ ( Extremists ) એવા બે પક્ષ બંધાયા હતા. ત્રેવીસમી બેઠક પ્રસંગે સુરતમાં આ બે પક્ષો વચ્ચે તકરાર થઇ અને નરમ અને ગરમ પક્ષો વચ્ચે ભંગાણ પડ્યું. તેને લઇ ગરમ પક્ષનાઓ મહાસભાથી જુદા પડયા

૨ **બીજી ભૂમિકા:**—સુરતમાં પડેલા ભંગાણને લઇ મહાસભાનો કારભાર મોડરેટોના હાથમાં આવ્યો. તેઓએ મહાસભાના પ્રતિનિધિઓને લેવાની પ્રતિજ્ઞા નક્કી કરી. **મિન્ટોમોર્લી** સુધારા પસાર થયા. મુસલમાનોએ પોતાના હક્કોની માગણી માટે મુસ્લીમ લીગની સ્થાપના કરી, એ સુધારાથી હિન્દીઓની સંપૂર્ણ માગણીઓ સ્વીકારવામાં આવી નહોતી પણ તેનો સ્વીકાર કરવામાં આવ્યો. વિશ્વવિગ્રહ સળગી ઉઠ્યો. ન્યાયના સિદ્ધાંતોની વાતો કરવામાં આવી. નાની પ્રજાઓની સ્વતંત્રતા સ્વીકારવામાં આવી. બ્રિટિશ સામ્રાજ્યની પરિષદમાં હિન્દના પ્રતિનિધિઓ મોકલવામાં આવ્યા. તે વિગ્રહમાં મદદ કરવા હિન્દી નેતાઓની સભા મળી ૧૯૧૬માં હોમરૂલ લીગની સ્થાપના થઇ જેને લઇ સમગ્ર દેશમાં રાજકીય ચલવળ ચાલી અને નાના ગામડાઓ સુધી મહાસભાનો સંદેશો પહોચાડવામાં આવ્યો. અંગ્રેજી ભાષાને બદલે દેશી ભાષામાં રાજકીય ચળવળ ચાલી, લખનૌમાં (૧૯૧૬માં) જે ઉદામ પક્ષ સુરતની બેઠકમાંથી જુદો પડ્યો હતો તે એકત્ર થયો. ૧૯૧૭ના

ઑગસ્ટની ૨૦ મી તારીખે હિન્દી વજીર **મી. મોન્ટેગ્યુએ** હિન્દને ક્રમે ક્રમે જોખમદાર સરકાર આપવાનું જાહેર કર્યું. **મોન્ટફર્ડ** સુધારા પસાર થયા. વિનિતોએ તે સુધારા અપૂર્ણ અને અસંતોષકારક જણાવી તેનો અમલ કરવા જણાવ્યું. જ્યારે બીજાઓએ તેનો અસ્વીકાર કરવાનું જણાવ્યું. મહાસભામાં વધુમતિ અસ્વીકાર કરનારાઓની હોવાથી વિનિતો મહાસભાથી જુદા પડયા અને પોતાની સ્વતંત્ર સંસ્થા **નેશનલ લીબરલ ફિડરેશન** સ્થાપી.

**૩. ત્રીજી ભૂમિકાઃ** ગાંધીજી મોન્ટફર્ડ સુધારાનો અસ્વીકાર કરવાની વિરૂદ્ધ હતા પણ તેઓ મહાસભાથી છૂટા પડયા નહિ. સરકારે સમગ્ર પ્રજાના વિરોધ હોવા છતાં રોલેટ એકટ પસાર કર્યો. ગાંધીજીએ તેની સામા સત્યાગ્રહ શરૂ કરવાની ચળવળ ઉપાડી જેને લઇ પંજાબ, દિલ્હી, અમદાવાદ, વીરમગામ વગેરે સ્થળે રમખાણો થયાં. સરકારે તેને દાબી દેવા લશ્કરી કાયદાનો અમલ કર્યો અને જલીઆનવાળા બાગમાં જનરલ ડાયરના હુકમથી કેટલાક નિર્દોષોની કતલ થઇ. આ બનાવની તપાસ કરવા હન્ટર કમિટી નીમવામાં આવી જેણે જનરલ ડાયરને નિર્દોષ જણાવ્યો. આ અરસામાં ખિલાફતનો પ્રશ્ન ઉભો થયો હતો. ગાંધીજીએ એ બે પ્રશ્નનો નીવેડો લાવવા અસહકારની શરૂઆત કરી. સરકારી શાળાઓ, અદાલતો, ધારાસભા, નોકરીઓ, ખીતાબો વગેરે છોડવાનો સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો. વિદેશી માલનો બહીષ્કાર કરવામાં આવ્યો અને રેંટીઆ તથા ખાદીને ઉત્તેજન આપવામાં આવ્યું. કેટલાક નેતાઓએ આ સિદ્ધાંતનો સ્વીકાર કરી વકીલાત છોડી, ખીતાબો તજ્યા અને ધારાસભામાં ગયા નહિ. મહાસભાએ અહિંસાત્મક રીતીથી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું ધ્યેય નક્કી કર્યું. રાજવહીવટના વિભાગોના જેવા મહાસભાએ પ્રાંતો રાખ્યા હતા તેને બદલે ભાષાવાર વિભાગો પાડયા. મહાસભાના સભાસદની ફી રૂ. ૧) ને બદલે વાર્ષિક ચાર આના

રાખી. વસ્તીના પ્રમાણમાં ( પચાસ હજારે એક ) પ્રતિનિધિઓ મોકલવાનું નક્કી થયું. ઑલ ઇંડિઆ કોંગ્રેસ કમિટીને બદલે મહાસમિતિ અને કાર્યવાહીસમિતિ સ્થાપવામાં આવી. ખાદીનું કામ હાથ ધરવામાં આવ્યું. બ્રિટિશ કોંગ્રેસ કમિટીની મારફત નીકળતું ઇન્ડિઆ પેપર બંધ કરવામાં આવ્યું. સત્યાગ્રહને લઇ ઘણા દેશનેતાઓ એકપછી એક પકડાવવા લાગ્યા. અમદાવાદમાં મહાસભાની બેઠક મળી તે સમયે **ગાંધીજી**ને સરસુખત્યારનો અધિકાર આપવામાં આવ્યો. ૧૯૨૨ ના જાન્યુઆરી માસમાં બધા રાજદ્વારી પક્ષોની રાઉન્ડટેબલ કોન્ફરન્સ ભરવામાં આવી પણ તેનું કંઇ નિશ્ચિત પરિણામ આવી શકયું નહિ. ગાંધીજીએ બારડોલીમાં સવિનય ભંગની તૈયારી કરી હતી તેવામાં **ચૌરીચૌરા**માં પ્રજાએ રમખાણ કરવાથી સવિનય ભંગ મોકુફ રાખ્યો. **ગાંધીજી**ને તેમના કેટલાક લખાણ માટે પકડવામાં આવ્યા અને તે લખાણને રાજદ્રોહી ઠરાવી છ વર્ષની સજા કરવામાં આવી.

**૪. ચોથી ભૂમિકા: ગાંધીજી**ના કારાવાસ દરમ્યાન કેટલાક નેતાઓના વિચારમાં ભિન્નતા ઉદ્‌ભવી. ધારાસભાઓમાં દાખલ થઇ સરકારના કાર્યોમાં હરકત નાંખવા સ્વરાજ્ય પક્ષ સ્થપાયો કેટલાકો ગાંધીજીના અસહકારના સિદ્ધાંતને વળગી રહ્યા તેઓ નાફેરવાદીઓ કહેવાવા લાગ્યા. સ્વરાજ્યવાદીઓ ધારાસભામાં દાખલ થયા અને વિઘ્ન નાંખવાની નીતિ અખત્યાર કરી. બંગાળ અને મધ્યપ્રાંતોની ધારાસભાઓમાં સ્વરાજ્યવાદીઓ વધુ પ્રમાણમાં આવવાથી સોંપાયલાં ખાતાંમાં વિઘ્ન નાંખ્યાં અને જેને લઇ તે ખાતાં સરકારે પોતાને તાબે કર્યાં. સ્વરાજ્યવાદીઓએ સરકારી હોદ્દા સ્વીકાર્યા નહી. ગાંધીજી વહેલા મુકત થયા. તેઓએ સ્વરાજ્ય પક્ષ અને નાફેરવાદીઓ વચ્ચે સમાધાન કર્યું. સ્વરાજ્યવાદીઓએ રચનાત્મક કાર્યક્રમ સ્વીકાર્યો. નાંણાંને બદલે સુતરનો મતાધિકાર સ્વીકારવામાં આવ્યો. છેલ્લી બેઠકમાં (કાનપુર) સ્વરાજ્યપક્ષને મહાસભાના વતીથી ધારાસભાના કામકાજમાં ભંગાણ

પાડનાર તરીકે સ્વીકારવામાં આવ્યો છે. પણ તે પક્ષમાં પ્રતિયોગી સહકાર (Responsible Cooperation) સ્વીકારનારાઓ કેટલાક છે જે સરકારી હોદ્દા (પ્રધાનપદ) લેવાને તત્પર છે. તેઓની સંખ્યા લઘુમતીમાં છે. આ રીતે અસહકારના યુગ વખતે જે જે બાબતોનો અસ્વીકાર કરવામાં આવ્યો હતો તે બધી બાબતો ધીમે ધીમે સ્વીકારવામાં આવે છે. બીજી તરફ બધા પક્ષો વચ્ચે ઐક્ય સાધવાના પ્રયાસ થાય છે. ઐક્ય વિના કદી રાજકીય હક્કો પ્રાપ્ત થયા નથી.



# પરિશિષ્ટ ૧.



## મોન્ટફર્ડ સુધારાને લઇ દાખલ કરવામાં આવેલા ફેરફારો



### શાહીસરકાર.

(૧) હિન્દી વજીર અને તેના સભાનું ખર્ચ બ્રિટિશ તિજોરી-માંથી પડવા લાગ્યું.

(૨) હિન્દી સરકારનું આડતીયાનું કામ (Agency work) કરવા માટે હાઇ કમીશનરની નિમણુંક કરી અને તેને લગતું ખર્ચ હિન્દી તિજોરીમાંથી પડવા લાગ્યું

(૩) હિન્દી પ્રશ્નોથી પાર્લામેન્ટને વાકેફ રાખવા માટે સીલેક્ટ પાર્લામેન્ટરી કમિટીની નિમણુંક કરવામાં આવી.

(૪) હિન્દે રાજ્યવહીવટમાં કેવા પ્રકારે પ્રગતિ કરી છે અને તેને કયા વધુ હક આપવાની જરૂર છે તે તપાસ કરવા માટે, દર દસ વર્ષે રોયલ કમિશન નીમવાનું ઠરાવવામાં આવ્યું છે.

(૫) ઇંડીઆ કૌંસિલના સભ્યોની સંખ્યા ૧૦ થી ૧૪ ની હતી તે ૮ થી ૧૨ ની કરવામાં આવી. તેમની મુદત ૭ વર્ષને બદલે ૫ વર્ષની કરી અને અઠવાડીએ સભા બોલાવવાને બદલે એક માસે સભા બોલાવવાનું ઠર્યું. ઇન્ડિઆ કૌંસિલના દરેક સભ્યને એક ખાતું આપવામાં આવતું હતું તેને બદલે બે કે વધુ સભ્યોની પેટા કમિટીઓ નીમી ખાતાં સોંપવામાં આવ્યાં.

(૬) સોંપાયલાં ખાતાં, પ્રાંતિક સરકાર અને ધારાસભા એકમત હોય તેવાં સ્વાયત્તખાતાં અને હિન્દી સરકાર અને ધારામંડળ એક વિચારનું હોય તેવી બાબતો પર હિન્દી વજીરની સત્તા કમી કરવામાં આવી.

## હિન્દી સરકાર

(૧) વડી કારોબારી સભામાં એકને બદલે ત્રણ હિન્દીઓની નીમણૂંક કરી, તેમજ તે સભામાં આઠજ સભ્યો રાખવાનું કાઢી નાંખ્યું.

(૨) ધારામંડળની એક સભા હતી તેને બદલે વડી ધારાસભા અને રાજસભા એવી બે સભાઓ કરી.

વડીધારાસભામાં ૬૦ સભ્યો હતા તેને બદલે ૧૪૪ સભ્યો થયા. સરકારી બહુમતી દૂર કરવામાં આવી. ચુંટાયલા સભ્યોની સંખ્યા ⅔ રાખી. આથી ૧૦૩ ચુંટાયલા અને બીજા ૪૧ સરકારે નીમેલા સભ્યો તે સભામાં છે. હવે વાઇસરોય પ્રમુખ નથી પણ પ્રમુખ ચુંટાયલા મેમ્બરોમાંથી ચૂંટાય છે.

(૩) રાજસભાના સભ્યોની સંખ્યા ૩૩ ચુંટાયલા અને ૨૭ સરકારે નીમેલા મળી ૬૦ ની રાખી છે. તે સભાનો આવરદા પાંચ વર્ષનો રાખવામાં આવ્યો છે. તે સભાનો પ્રમુખ સરકારે નીમેલો હોય છે.

(૪) આડકતરી પદ્ધતિને બદલે સીધી રીતે સભ્યો ચુંટવાનું સ્વીકારવામાં આવ્યું છે.

## પ્રાંતિક સરકાર

(૧) મુંબઇ, મદ્રાસ અને બંગાળામાં ગવર્નરો હતા; બીજા પ્રાંતોમાં લેફ્ટેનન્ટ ગવર્નરો અથવા ચીફ કમિશનર હતા, તે કાઢી નાંખી તેને બદલે સંયુકત પ્રાંત, પંજાબ, બિહાર અને ઓરિસા, મધ્ય પ્રાંતો અને વરાડ, આસામ અને બ્રહ્મદેશમાં ગવર્નરો મૂકવામાં આવ્યા.

(૨) જે પ્રાંતોમાં ધારાસભાઓ હતી, તે પ્રાંતોની ધારાસભાના સભ્યોની સંખ્યા વધારવામાં આવી અને બીજા પ્રાંતોને પણ ધારા સભા આપવામાં આવી. ચુંટાયલા સભ્યોનું પ્રમાણ ૭૦ ટકા રાખવામાં આવ્યું અને અધિકારીઓ માત્ર ૨૦ ટકા રહ્યા.

(૩) પ્રાંતિક સરકારના કેટલાંક ખાતાનો વહીવટ ચુંટાયલા સભ્યોમાંથી નીમવામાં આવેલા પ્રધાનોને સોંપવામાં આવ્યો અને કેટલાંક ખાતાં ( Reserved Subjects ) કારોબારી સભાના સભ્યોની હસ્તક રહ્યાં. આ રીતે પ્રાંતોમાં દ્વિમુખી રાજ્ય વહીવટ દાખલ કરવામાં આવ્યો. આથી કેટલાંક ખાતાં પ્રજાકીય જવાબદારી હેઠળ આવ્યાં.

(૪) ઇલાકેદાર સરકારમાં ચાર અને બીજા પ્રાંતોમાં બે કારબોરી સભ્યો–જેમાંના અર્ધા યુરોપીયન અને અર્ધા હિન્દી–રાખવામાં આવ્યા. ઇલાકામાં ત્રણ અને અને બીજા પ્રાંતોમાં બે પ્રધાનો નીમવામાં આવ્યા.

(૫) પ્રાંતિક ધારાસભાને બજેટ પર મત આપવાનું, ઠરાવો લાવવાનું, સવાલો અને વધુના સવાલો પૂછવાનું અને અગત્યના બનાવ માટે ધારાસભાનું કામકાજ મુલતવી રાખવાની સત્તા આપવામાં આવી.

## નાણાંખાતું.

(૧) વડી અને પ્રાંતિક સરકારનાં આવક અને ખર્ચ ખાતાં જુદાં પાડવામાં આવ્યાં. પ્રાંતિક સરકારને પોતાનાં નાણાંપર સ્વતંત્રતા મળી. કેટલાક કર નાખવાની, દેવું કરવાની તથા લોન કાઢવાની છૂટ મળી.

## સ્થાનિક સ્વરાજ્ય.

મ્યુનિસિપાલીટી અને લોકલબોર્ડો પ્રજાકીય કરવામાં આવી. સરકારનો તેના પરનો કાબુ ઓછો કર્યો. પ્રમુખો અને ઉપપ્રમુખો બીન સરકારી સભ્યો નીમાવા લાગ્યા.

## પરિશિષ્ટ ૨.

## મુંબઇ યુનિવર્સિટીની સ્કૂલલિવિંગ એકઝામીનેશનમાં પૂછવામાં આવેલા પ્રશ્નોઃ—

### ૧૯૧૯.

મુંબઇ ઇલાકાના રાજવહીવટની પદ્ધતિની ટૂંક રૂપરેખા આપો. પ્રકરણ ૪.

### ૧૯૨૦.

૧ હિન્દના ગવર્નર જનરલની કારોબારી સભાનું આધુનિક બંધારણ કેવા પ્રકારનું છે? તેની કાર્યપદ્ધતિ જણાવો. પૃષ્ઠ ૨૪.

૨ મ્યુનિસિપાલીટીની ફરજો શી છે? તેની આવકનાં મુખ્ય સાધન જણાવો. પૃ. ૬૮, ૭૦.

૩ હિન્દના રક્ષણ માટેના લશ્કર વિષે ટૂંક નોંધ આપો. પૃ. ૮૦

### ૧૯૨૧.

૧ હિન્દીવજીરનો ઇન્ડિઆ કૌન્સીલ અને હિન્દી સરકાર સાથેનો સંબંધ જણાવો. પૃ. ૧૭-૧૮.

૨ મુંબઇ ઇલાકાની દિવાની અને ફોજદારી અદાલતોના જુદા જુદા વર્ગ જણાવો. પૃ. ૫૫.

### ૧૯૨૨.

૧ હિન્દી સરકાર અને મુંબઇ સરકારની હાલની આવકનાં મુખ્ય સાધન જણાવો. પૃ. ૧૦૭-૧૧૫.

૨ ૧૯૧૯ના કાયદાથી પ્રાંતિક અને વડી ધારાસભાઓમાં કયા નવા સુધારા દાખલ કરવામાં આવ્યા? પરિશિષ્ટ ૧,

## ૧૯૨૩.

૧ હિન્દના નવા યોજેલા રાજ્યબંધારણ પ્રમાણે પ્રાંતનો રાજ્યવહીવટ કેવી રીતે ચલાવવામાં આવે છે ? પ્રકરણ ૪.

૨ હિન્દી વજીર અને તેની સભાનો હિન્દી સરકાર સાથેનો હાલનો સંબંધ જણાવો. પૃ. ૧૭–૧૮.

૩ (अ) નરેન્દ્ર મંડળ (ब) હિન્દી સનંદી નોકરી વિષે જે જાણતા હો તે લખો. પૃ. ૧૩૧.

## ૧૯૨૪.

૧ સ્થાનિક સ્વરાજ વિષે શું જાણો છો ? નગરની મ્યુનિસિપાલીટીની ઉપજનાં સાધનો અને તેને કરવાનાં કામો જણાવો. પૃ. ૬૬-૬૮-૭૦.

૨ પ્રાંતિક સરકારની કારોબારી સભાના સભ્યો અને પ્રધાનોની સ્થિતિ વચ્ચે શો તફાવત છે તે જણાવો. પૃ. ૪૫–૪૮.

## ૧૯૨૫.

૧ બજેટ શું છે ? વડી અને પ્રાંતિક ધારાસભાઓ પોતપોતાના બજેટ પર કેવી રીતે કાબુ ધરાવે છે ? પૃ. ૧૧૬, ૧૨૩.

૨ હિન્દના રક્ષણની હાલની વ્યવસ્થા વિષે શું જાણો છો ? પ્રકરણ ૬.

૩ સર્ટિફીકેટની સત્તા વિષે ટૂંક નોંધ આપો. પૃ. ૩૬.



# પરિશિષ્ટ ૩.

## પ્રશ્ન અને જવાબ.

( જવાબોનાં પૃષ્ઠ જણાવવામાં આવ્યાં છે. )

**પ્રકરણ ૨.**

(૧) બ્રિટિશ પાર્લામેન્ટનો હિન્દના રાજ્યતંત્ર પર કેવા પ્રકારનો અને કેવી રીતે કાબુ છે તે જણાવો. જવાબઃ **પૃ. ૧૨.**

(૨) **મોન્ટફર્ડ** સુધારાથી બ્રિટિશ પાર્લામેન્ટના સભ્યોને હિન્દી બનાવોમાં રસ લેતા કરવા માટે શા મુખ્ય ફેરફારો કરવામાં આવ્યા છે. પૃષ્ઠ ૧૩.

(૩) હિન્દી વજીરની ફરજો અને સત્તા કેવા પ્રકારની છે ? પૃ. ૧૪.

(૪) ઇન્ડિઆ કૌન્સીલનું બંધારણ અને કામકાજ જણાવો. પૃ.૧૬.

(૫) હિન્દી વજીરનો પાર્લામેન્ટ, ઇન્ડિઆ ઓફીસ અને હિન્દી સરકાર સાથેનો સંબંધ જણાવો. પૃ. ૧૫, ૧૭, ૧૮.

(૬) ઇન્ડિઆ ઓફીસ અને હાઇ કમિશનર વિષે શું જાણો છો? પૃ. ૧૮, ૧૯.

**પ્રકરણ ૩.**

(૭) વડી સરકારનું બંધારણ કેવા પ્રકારનું છે તે જણાવો. પ્રક. ૩.

(૮) વાઇસરોયની ફરજો અને સત્તા જણાવો. પૃ. ૨૧.

(૯) વડી કારોબારી સભાના બંધારણ અને કામકાજની રૂપરેખા આપો. પૃ. ૨૩-૨૭.

(૧૦) વડી અને પ્રાંતિક સરકારના હસ્તકનાં ખાતાં જણાવો. પૃ.૨૭.

(૧૧) રાજસભા અને વડી ધારાસભા વિષે શું જાણો છો ? પૃ. ૨૯-૩૩.

(૧૨) વાઇસરોયનો વડી કારોબારી સભા, ધારામંડળ અને પ્રાંતિક સરકાર સાથે કેવા પ્રકારનો સંબંધ છે તે જણાવો. પૃ. ૨૩, ૩૪, ૩૭.

(૧૩) વડી સરકારના કાયદા પસાર કરવાનો વિધિ જણાવો. પૃ.૩૫.

(૧૪) વડી સરકારનો વહીવટ કેવી રીતે ચાલે છે ? પ્રકરણ ૩.

**પ્રકરણ ૪.**

(૧૫) હાલમાં હિન્દુસ્તાનમાં કેટલા અને કયા પ્રાંત છે અને કેવા પ્રકારનો રાજ્યવહીવટ તે પ્રાંતોમાં ચલાવવામાં આવે છે તે જણાવો. પૃષ્ઠ ૪૦.

(૧૬) તમારા પ્રાંતની સરકાર કેવી રીતે રાજ્યવહીવટ ચલાવે છે તેની રૂપરેખા આપો. પ્રકરણ ૪.

(૧૭) સ્વાયત્ત (Reserved) અને સોંપાયલાં (Transferred) ખાતાં વિષે શું જાણો છો ? પૃ. ૪૪.

(૧૮) પ્રાંતિક સરકારમાં દાખલ થએલી જોખમદારી જણાવો. પૃ.૪૩.

(૧૯) પ્રાંતિક સરકારના રાજ્યવહીવટને દ્વિમુખી (Dyarchy) વહીવટ કેમ કહેવામાં આવે છે તે જણાવો. પૃ. ૪૩.

(૨૦) કારોબારી મંડળનું બંધારણ અને કામકાજ જણાવો. પૃ. ૪૪ અને ૪૯.

(૨૧) પ્રધાનોનો ગવર્નર અને પ્રાંતિક ધારાસભા સાથે કેવા પ્રકારનો સંબંધ હોય છે તે જણાવો. પૃ. ૪૬.

(૨૨) મુંબઇની ધારાસભાનું બંધારણ, સત્તા અને મર્યાદા જણાવો. પૃ. ૫૩-૫૫.

(૨૩) ગવર્નરનો, કારોબારી સભાના સભ્યો, પ્રધાનો અને ધારાસભા સાથેનો સંબંધ જણાવો. પૃ. ૪૬, ૪૯, ૫૬.

(૨૪) પ્રાંતિક ધારાસભામાં બીલ પસાર કરવાનો વિધિ જણાવો. પૃ.૫૭

**પ્રકરણ ૫.**

(૨૫) જીલ્લાનો વહીવટ કેવા પ્રકારે ચલાવવામાં આવે છે ? પૃ. ૬૧-૬૮.

(૨૬) કલેકટર કોણ હોય છે ? તેની ફરજો અને સત્તા જણાવો. પૃ. ૬૧, ૬૨.

(૨૭) ગામનો વહીવટ કેવા પ્રકારે જણાવવામાં આવે છે ? પૃ.૬૫.

(૨૭) સ્થાનિક સ્વરાજ વિષે શું જાણો છો ? તેનો મુખ્ય પ્રકાર જણાવો. પૃ. ૬૬.

(૨૯) ઇલાકાનાં પાટનગરો, બીજાં નગરો અને ગામડાંઓમાં કેવા પ્રકારની સ્થાનિક સ્વરાજની પદ્ધતિ છે તે જણાવો. પૃ. ૭૧ ૭૭.

(૩૦) મ્યુનિસિપાલીટી, લોકલબોર્ડ અને ગ્રામ્ય પંચાયતોનું બંધારણ ફરજો અને ઉપજ ખર્ચનાં સાધનો જણાવો. પૃ ૭૧ ૭૭.

**પ્રકરણ ૬.**

(૩૧) હિન્દની સહીસલામતી સાચવવા શા ઉપાયો યોજવામાં આવ્યા છે ? પૃ. ૭૯.

(૩૨) હિન્દના નિયમીત અને ઐચ્છિક સૈન્ય વિષે શું જાણો છો ? પૃ. ૮૦-૮૨.

(૩૨) હિન્દી ટેરીટોરીઅલ ફોર્સ અને યુનિવર્સીટી ટુકડીઓ વિષે શું જાણો છો? પૃ. ૮૪.

(૩૪) લશ્કરી વહીવટ સંબંધી જણાવો. પૃ. ૮૪.

(૩૫) હિન્દની પોલીસ ફોજની રચના અને ફરજો જણાવો પૃ. ૮૭, ૮૬.

(૩૬) હિન્દની જેલોનો વહીવટ કેવી રીતે ચલાવવામાં આવે છે તે જણાવો. પૃ. ૮૯.

**પ્રકરણ ૭.**

(૩૭) કાયદાના અંગ (**Body of the Law**) વિષે શું જાણો છો ? પૃ. ૯૩.

(૩૮) દિવાની અને ફોજદારી કાયદા વચ્ચેનો તફાવત જણાવો. પૃ. ૯૪.

(૩૯) હિન્દમાં ન્યાયનો વહીવટ કેવી રીતે ચલાવવામાં આવે છે તે જણાવો. પ્રકરણ ૭.

(૪૦) પ્રિવિ કૌન્સિલ અને હાઇકોર્ટ વિષે શું જાણો છો ? હાઇકોર્ટની રચના અને સત્તા જણાવો. પૃ. ૯૬-૯૭.

(૪૧) કયી કયી દિવાની અને ફોજદારી અદાલતો હોય છે અને કેવા પ્રકારનું ન્યાયનું કામ થાય છે તે જણાવો. પૃ. ૯૫, ૯૮, ૧૦૦.

(૪૨) મેજીસ્ટ્રેટ અને જજો વચ્ચેનો તફાવત જણાવો. પૃ. ૧૦૨.

**પ્રકરણ ૮.**

(૪૩) નાણાં ખાતા (Finance) વિષે શું જાણો છો ? પૃ. ૧૦૪.

(૪૪) વડી સરકારના ઉપજ ખર્ચના મુખ્ય સાધનો જણાવો પૃ. ૧૦૬-૧૧૪

(૪૫) હિન્દના નાણાં ઉપર બ્રિટિશ પાર્લામેન્ટ, ગવર્નર જનરલ અને વડા ધારામંડળનો કેવો કાબુ છે તે જણાવો પૃ. ૧૧૪.

(૪૬) મુંબઇ સરકારની મહેસુલ અને ખર્ચના સાધનોની વિગત જણાવો પૃ. ૧૧૮.

(૪૭) પ્રાંતિક સરકારના નાણાં પર વડી સરકાર, ગવર્નર અને પ્રાંતિક ધારાસભા કેવી રીતે કાબુ ધરાવે છે ? પૃ. ૧૨૨.

(૪૮) બજેટ વિષે શું જાણો છો ? વડી અને પ્રાંતિક સરકારના બજેટ પસાર કરવાની પદ્ધતિ કેવા પ્રકારની છે તે જણાવો. પૃ. ૧૨૬, ૧૨૪.

પ્રકરણ ૯.

(૪૯) દેશી રાજ્યો અને હિન્દી સરકાર વચ્ચેનો સંબંધ જણાવો. પૃ. ૧૨૭.

(૫૦) દેશી રાજ્યોનો આંતરિક વહીવટ અને બહારનો સંબંધ કેવો હોય છે તે જણાવો. પૃ. ૧૨૮, ૧૨૯.

(૫૧) ઇમ્પિરીયલ સર્વિસ ટ્રુપ્સ અને ઇમ્પિરીયલ કેડેટ કોર વિષે શું જાણો છો? પૃ. ૧૩૨.

**પ્રકરણ ૧ અને ૧૦ અને પરચુરણ.**

(૫૨) ઇસ્ટ ઇન્ડિઆ કંપનીએ વેપારી પેઢી મટી કેવી રીતે રાજ્ય વહીવટ ચલાવવો શરૂ કર્યો. પ્રકરણ ૧.

(૫૩) હિન્દનો વહીવટ કંપની સરકારના હાથમાંથી કેવી રીતે બ્રિટિશ તાજને તાબે આવ્યો? પૃ. ૬.

(૫૪) હિન્દીઓને પોતાના દેશના રાજવહીવટમાં કેવા પ્રકારે ભાગીદાર બનાવવાનું શરૂ કરવામાં આવ્યું? પ્રકરણ ૧.

(૫૫) કયા કારણને લઇ સન ૧૯૧૭ના ઓગસ્ટની ૨૦ મી તારીખનો ઐતિહાસિક ઢંઢેરો (Announcement) બહાર પાડવામાં આવ્યો? પૃ. ૮–૯.

(૫૬) ૧૯૧૯ના સુધારાથી (૧) હિન્દી વજીર અને તેની સભા (૨) વડી સરકાર અને ધારામંડળ અને (૩) પ્રાંતિક સરકારો અને ધારા સભાઓમાં શા શા ફેરફાર દાખલ કરવામાં આવ્યા? પરિશિષ્ટ ૧.

(૫૭) કેળવણીની હાલની પદ્ધતિ જણાવો. પ્રકરણ ૧૦ (૧) પૃ. ૧૩૬.

(૫૮) હિન્દની જમીન મહેસુલ પદ્ધતિ કેવા પ્રકારની છે અને તે કેવી રીતે લેવામાં આવે છે? પૃ. ૧૪૫.

(૫૯) દુષ્કાળનાં કારણો શાં હોય છે અને તેના નિવારણ માટે સરકાર શાં પગલાં લે છે? પૃ. ૧૫૦, ૧૫૧.

(૬૦) ઇરિગેશન અને જાહેર બાંધકામ ખાતાં વિષે શું જાણો છો? પૃ. ૧૫૩, ૧૫૪.

(૬૧) રેલ્વે વહીવટની ટુંક રૂપરેખા આપો. પૃ. ૧૫૭.

(૬૨) રોગ અટકાવવા અને આરોગ્ય જાળવવા માટે સરકાર શું પગલાં લે છે? પૃ. ૧૫૮.

(૬૩) નીચેના વિષે ટૂંક નોંધ આપોઃ–(૧) હાઇ કમિશનર પૃ. ૧૯ (૨) દ્વિમુખી રાજ્યવહિવટ પૃ. ૪૩ (૩) જમાબંધી પૃ. ૧૪૬. (૪) કમિશનર પૃ. ૬૫ (૫) મામલતદાર પૃ. ૬૩ (૭) જકાત પૃ. ૧૦૮ (૮) હુંડીઆમણ પૃ. ૧૧૨ (૯) આબકારી ખાતું પૃ. ૧૧૯. (૧૦) હિન્દી સનંદી નોકરો પૃ. ૧૬૧. (૧૧) હિન્દી રાષ્ટ્રીય મહાસભા પૃ. ૧૬૪. (૧૨) નરેન્દ્રમંડળ પૃ. ૧૩૧ (૧૩) પ્રાથમિક ફરજીઆત કેળવણી પૃ. ૧૩૬ (૧૪) યુનિવર્સિટિ અને તેનું બંધારણ પૃ. ૧૪૪ (૧૫) ગ્રામ્ય પંચાયત પૃ. ૭૬ (૧૬) ઓર્ડિનન્સ પૃ. ૩૬ (૧૭) નકારવાની સત્તા પૃ. ૩૬.

(૬૪) **તફાવત જણાવોઃ**–(૧) કોરપોરેશન અને મ્યુનિસિપાલીટી પૃ. ૬૬ (૨) સ્થાનિક સરકાર અને સ્થાનિક સરકાર. પ્રકરણ ૪–૫ (૩) અધિકારી અને બીન અધિકારી સભ્યો (૪) ચુંટાયલા અને નીમાયલા સભ્યો (૫) પ્રધાનો અને કારોબારી સભાના સભ્યો પૃ. ૪૫ (૬) સ્વાયત્ત અને સોંપાયલાં ખાતાં પૃ. ૪૪ (૭) Home Government અને Central Government પ્રકરણ ૨, ૩.



